પ્રકાશક :
જયંતીલાલ પોપટલાલ શાહ
૧૦૬૨, કીકાભટ્ટની પોળ,
અમદાવાદ-૩૮૦ ૦૦૧

પ્રત : ૧૧૦૦

કિંમત : વાંચવું-વિચારવું-અનુસરવું

૧ બીજા સાધન બહુ કર્યાં, કરી કલ્પના આપ;
અથવા અસદ્ગુરુ થકી, ઊલટો વધ્યો ઉતાપ.
૨ પૂર્વ પુણ્યના ઉદયથી મળ્યો સદ્ગુરુ યોગ,
વચન સુધા શ્રવણે જતાં થયું હૃદય ગતશોગ.
૩ નિશ્ચય એથી આવિયો, ટળશે અહીં ઉતાપ,
નિત્ય કર્યો, સત્સંગ મેં, એક લક્ષથી આપ.

શ્રીમદ્ રાજચંદ્ર

મુદ્રક :
ભીખાભાઈ એસ. પટેલ
નવું પ્રિન્ટરી, દૂધવાળી પોળ
અમદાવાદ-૩૮૦ ૦૦૧

ભેટ પુસ્તક

। આ પુસ્તક પ્રભાવકની હાર્દિક ભલામણ ।

ધર્મયુક્ત બન્ધુઓ અને બહેનો,

શ્રીસદ્‌ગુરુ-મહિમા નામનુ આ પુસ્તક આપના કર-કમળમાં આવે છે. પુસ્તકનુ વાચન શરૂ કરો ત્યારે વિનય, વિવેક, શ્રદ્ધા ભક્તિ અને અર્પણતાના ભાવે શ્રીસદ્‌ગુરુ પરમ કૃપાળુદેવ અથવા શ્રી વીતરાગ જિન ભગવત સન્મુખ ત્રણ વાર વદન કરી, તેમની આજ્ઞા લઈ શાત ચિત્તે તટસ્થતાપૂર્વક શરૂઆત યાને અભ્યાસ કરશો તો આપના આત્માને અવશ્ય શાતિ મળશે, તથા આત્મકલ્યાણમાં તે સત્શ્રુતનુ યથાવિધિ વાચન મદદગાર થશે જ.

કોઈ પણ ધાર્મિક ગ્રથ ઉપરોક્ત દર્શાવેલ યથાવિધિ વાચવા આ સેવકની નમ્ર વિનતી છે. આપને સ્થાયી શાતિ પ્રાપ્ત થાઓ. એ જ પરમ કૃપાળુ દેવ પ્રત્યે પ્રાર્થના. ૐ શાતિ.

લિ. સંતસેવક દર્શનાભિલાષીના
વિનયપૂર્વક નમસ્કાર

स्व० इचरज देवी की पुण्य स्मृति
में सूजरतन पारख द्वारा सप्रेम भेंट

---

શુદ્ધિપત્રક છેલ્લા પાને આપવામા આવ્યુ છે.

ॐ નમઃ

# શ્રીસદ્‌ગુરુ-મહિમા

(પ. પૂ. યોગીરાજ શ્રીસહજાનંદઘન હમ્પી.)

## સંકલનકારનું નિવેદન

પૂજ્ય વાચકગણ, આજ આ આત્માને ખૂબ આનંદ થાય છે કે પ. પૂ. યોગીરાજ શ્રીસહજાનંદઘન પ્રભુનુ આત્મ આંદોલન કે જેનો આ દેહધારીએ સંગ્રહ કર્યો હતો, તેના પ્રવચન-વિભાગમાંથી શ્રીસદ્‌ગુરુ-મહિમા, શ્રીસદ્‌ગુરુ-ઉપકાર, શ્રીસદ્‌ગુરુની દશા, શ્રીસદ્‌ગુરુ પ્રત્યે શિષ્યની નિશંક દૃઢ શ્રદ્ધા, આદિ દર્શાવતાં વચનો ચૂંટીને આ પુસ્તકમા પ્રકાશન પામી આપના કરકમળમા મૂકવા હુ ભાગ્યશાળી થઈ શક્યો છુ.

પ. પૂ. શ્રીસહજાનંદઘનજીના ગદ્ય અને પદ્યસંગ્રહમાથી સૌ પ્રથમ પદ્યભરપુર 'શ્રીસહજાનંદસુધા' પ્રકાશન પામ્યુ. બીજુ પુસ્તક 'શ્રીસહજાનંદવિલાસ' આ દેહધારીએ સંકલન કર્યું હતુ તે કલકત્તાથી પ્રકાશન પામ્યુ. ત્રીજુ પુસ્તક 'પત્ર સુધા' જેમા પૂજ્ય-શ્રીએ જિજ્ઞાસુઓ ઉપર લખેલા પત્રોમાંથી ત્રણસો પત્રોનો સમાવેશ છે. આ ત્રણે પુસ્તકો શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ—હમ્પી તરફથી પ્રકાશન થયાં છે.

આ ચોથુ પુસ્તક શ્રીસદ્‌ગુરુ-મહિમા આપ સૌના કરકમળમાં સોંપતા મને અત્યંત આનંદ વેદાય છે તેને વાચશો, વિચારશો તો મને ખાતરી છે કે શ્રીમદ્ રાજચંદ્ર પરમ કૃપાળુ દેવ પ્રત્યે આપની શ્રદ્ધાભક્તિ વિશેષ વિશેષ દૃઢ થશે જ.

જ્યારે જ્યારે આ લખવા બેસતો ત્યારે તો માત્ર અભ્યાસની દૃષ્ટિ રહેતી. પરંતુ આ સત્-શ્રમ સાર્થક થવાનો જ હશે જેથી આ

પુસ્તક સહેજે પ્રકાશન થાય તેવી સુવિધા પ્રાપ્ત થઈ. છપાયા પહેલા આ પુસ્તકની નોટબુક મુબઈનિવાસી મારા આત્મબન્ધુએ શ્રી વડવા તીર્થમા વાચી, અને આ પુસ્તક મારા તરફથી છપાય એવી હાર્દિક ભાવના વ્યક્ત કરી, મારા તરફથી સહર્ષ અનુમતિ અપાઈ. તેઓશ્રી ઉલ્લાસમા આવી ગયા અને આ પુસ્તકનો તમામ ખર્ચ ઉપાડી લઈ મારા ઉપર અનહદ ઉપકાર કર્યો છે, તેઓશ્રી પોતાની સાધના ગુપ્તપણે કરે છે. જેથી દાતા તરીકે પોતાનુ નામ નહી જ છાપવુ તેવી તેમની હાર્દિક વિનતીથી તે નામ આપ્યુ નથી, ધન્ય છે તેમના અમાની નિ.સ્પૃહ આત્માને! તેઓશ્રીનો, તેમની નિ.સ્પૃહ-પ્રભાવકના માટે અત્યત આદરપૂર્વક, આ પામર આત્મા હાર્દિક આભાર માને છે.

દીક્ષા બાદ ૨૫ વર્ષે પૂજ્ય શ્રી જન્મભૂમિ કુમરા (કચ્છ) પધાર્યા તેનો તે સમયનો આખે દેખ્યો હેવાલ એક ગુણિયલ ભક્ત-મુમુક્ષુ બહેને મારા ઉપર લખી મોકલ્યો હતો, તેનો સમાવેશ છેલ્લે 'કુમરા-દર્શન' એ નામથી કર્યો છે.

વિશેષમા આ પુસ્તક છપાવવા, પ્રૂફ તપાસવા તથા પ્રકાશિત કરવામા પરમ સહાયક સુજ્ઞ શ્રી જયતીલાલ પોપટલાલ શાહનો હુ અત કરણપૂર્વક ધન્યવાદ સહ આભાર માનુ છુ.

જે કાઈ દોષ જણાય તે આ પામર સેવકનો સમજી ક્ષમા આપશોજી.

લિ. સત ચરણરજ આપનો સેવક **લાલભાઈ સોમચંદના**
જયસદ્‌ગુરુ વદન

અહો! અહો! શ્રીસદ્‌ગુરુ, કરુણાસિધુ અપાર,
આ પામર પર પ્રભુ કર્યો, અહો! અહો! ઉપકાર. ૐ શાતિઃ

---

**ના.ક.** . આ પુસ્તકના કેટલાક વાક્યોમા હૈ ની જગાએ હ છપાયો છે જે આપ સુધારી વાંચશો. બાકી અશુદ્ધિ સુધારી છાપી છે.

# પ્રકાશકનું નિવેદન

શ્રી લાલભાઈએ પૂ. ભદ્રમુનિશ્રીજીના પ્રવચનોમાંથી આ લખાણો પ્રસિદ્ધ કરાવીને મુમુક્ષુઓના હિતનું કાર્ય કર્યું છે. તો આ પુસ્તક અજ્ઞાત રહીને પ્રકાશનનું સર્વ ખર્ચ ઉઠાવનાર મુમુક્ષુભાઈને તો જેટલા ધન્યવાદ આપીએ તેટલા ઓછા છે કારણ કે શીઘ્રતાથી આ કાર્ય બન્યું તેને માટે તેઓ જ જવાબદાર છે. બાકી મારૂં નામ પ્રકાશકમાં નિમિત્તમાત્ર છે

શ્રી સદ્ગુરુનો મહિમા ગાતા, પરમ કૃપાળુ(શ્રીમદ્ રાજચંદ્ર)ને સાચા ગુરુ માનતા આ યોગીશ્વર પરમકૃપાળુમય થઈ ગયા છે-તેમાં ઓતપ્રોત થઈ ગયા છે એમ પ્રથમ વાંચને જ છાપ પડયા વિના રહેતી નથી.

મૃત જેવા માનવીમાં પ્રાણનું સિંચન કરનાર, જડ જેવા થઈ ગયેલા આત્માને ચેતનત્વ પ્રાપ્ત કરાવનાર એવા સદ્ગુરુદેવનો મહિમા ગાવા કોણ સમર્થ છે? પરંતુ જ્યારે આવા પુરુષો પોતાના સદ્ગુરુના ઉપકારને યાદ કરે છે ત્યારે સહજ રીતે તેમનાથી સદ્ગુરુ-મહિમા ગવાઈ જાય છે, અને તેને અંતરનો પટ લાગ્યો હોવાથી આવા લખાણો મુમુક્ષુ જીવને ચોક્કસ અસર ઉપજાવવા સમર્થ બને છે. વળી સદ્ગુરુની ભક્તિ, વિનય, અર્પણતા કેવા હોવા જોઈએ તેનું તાદૃશ ચિત્ર પણ આવા પુરુષોના વચનોમાંથી જ પ્રાપ્ત થાય છે

મને લાગે છે કે એવું જ આ એક પુસ્તક છે. તેથી આ પુસ્તકનું કદ નાનું હોવા છતાં તે બહુમૂલ્ય છે.

આપણે સૌને માટે રસાયણ ઘૂંટીને યોગીશ્વર ભદ્રમુનિએ તૈયાર કર્યું છે તે રસાયણના સેવન વડે, આપણો અમરતાને પ્રાપ્ત કરવા તરફનો પુરુષાર્થ વધે એ જ ભાવના સહિત .

તા. ૧૦-૪-૭૮

૧૦૬૨ ફીકાભટ્ટની પોળ, જયંતીલાલ પોપટલાલ શાહ

અમદાવાદ-૩૮૦૦૦૧



પરમપૂજ્ય શ્રી સહજાનંદઘન (ભદ્રમુનીશ્રી). હમ્પી.

# શ્રીસદ્‌ગુરુ-મહિમા

ध्यान मूलं गुरु मूर्ति पूजा मूलं गुरु पद ।
मंत्र मूलं गुरु वाक्य मोक्ष मूलं गुरु कृपाः

૧. 'સદ્‌ગુરુ તે જ કે જે આશ્રય આપીને પોતે નિરાશ્રયી રહે.'

૨. શ્રીસદ્‌ગુરુમાં અખંડ લક્ષધારા રહેવી જોઈએ. સ્તવન અને સ્મરણરૂપે તેમનું અખંડ ધ્યાન ધરવું જોઈએ, અને તે ધારામાં ખલેલ ન પહોંચવી જોઈએ. આ શરણુ એ અલૌકિક પદ્ધતિનું શરણુ છે.

૩. સદ્‌ગુરુનું કર્તવ્ય એટલું જ કે આશ્રવ-પરિણુતિને સંવર-પરિણુતિમાં બદલવું. સદ્‌ગુરુની આજ્ઞા પ્રમાણે તેઓ કહે તેમ ચાલવું-વર્તન રાખવું.

૪. સત્ તે જ સદ્‌ગુરુ. સદ્‌ગુરુને આત્મભાવે ઓળખવાથી જ પોતાના આત્માને ઓળખાય છે.

૫. તીરની માફક તેમનામાં (સદ્‌ગુરુમાં), તેમના સ્વરૂપમાં, તેમની ભક્તિમાં, તેમની મુદ્રામાં અને તેમના આચરણમાં લક્ષધારા રાખવી તેનું નામ શરણુ.

૬. શ્રીસદ્‌ગુરુ પોતાને શરણે લઈ જહાજમાં બેસારે છે અને કિનારે પહોચાડે છે. ચેતન જો શરણે જાય તો તે પાર પહોંચે જ.

૭. જે જે વિકલ્પો નિમિત્ત પામીને ઊઠે છે તે તે વિકલ્પો બાધક નથી. આ મારું, આ તારું, આ કરો, આ ના કરો એમ એ વિકલ્પો નથી કહેતા. જો આ જીવ પોતાને અને વિકલ્પોને ભિન્ન જાણતો ના હોય તો તે આશ્રવજલમાં તણાઈ જાય છે. આવા આશ્રવજલમાં તણાતા મનુષ્યોને શ્રીસદ્દગુરુ જ તારે છે. આથી સદ્દગુરુનો કેટલો ઉપકાર ગણાય?

૮. સદ્દગુરુ આપણા ટ્રસ્ટી બને છે, માલિક નહીં. સદ્દગુરુની દૃષ્ટિ ભિખારી પર પડે તો ભિખારીદશા રહે જ નહીં. સદ્દગુરુની દશા ઓળખે તો દૃષ્ટિ બદલાય છે.

૯. શ્રીસદ્દગુરુ માર્ગની ઓળખાણ કરી આપે. માર્ગ વિશે શિક્ષા આપે. પરંતુ ચાલી ના આપે. એ તો આપમેળે જ્ઞાનીના કહ્યા પ્રમાણે તેને બતાવેલા માર્ગે ચાલવું પડે.

૧૦. અનાદિકાળના સંસ્કારો જીવને પરાવલંબી બનાવે છે. એ અસદ્દ-નિમિત્ત છે. જ્ઞાનીઓ સદ્દ-નિમિત્તને ગોઠવે છે. જ્યાં સુધી અમુક યોગ્યતા ન આવે અને સીધેસીધો પહોંચી જાય એ અસંભવ છે.

૧૧. આ જીવે સત્પુરુષના ઉપકારને જાણ્યો નથી, સમજ્યો નથી, અને જો સમજશે નહીં તો શુદ્ધ આત્મસ્વરૂપને કેવી રીતે પમાય?

૧૨. પરમ કૃપાળુ દેવ કહે છે કે: 'આત્મા છે.'

જેમ ઘટપટાદિ છે તેમ આત્મા છે. શરીરને જેવો વસ્ત્ર સાથે સંબંધ છે, તેવો આત્માને શરીર સાથે સંબંધ છે જ્યાં સુધી આત્માનો પરિચય નહિ ત્યાં સુધી જાણ્યું બધું ધૂળ. શરીર અને વસ્ત્ર પોતપોતાને જાણતાં નથ તેમ બીજાને જણાવતાં નથી. પરંતુ જે પોતાને જાણે છે અને બીજાને પણ જાણે છે તે આત્મા છે.

૧૩. 'મહાવીર' વીરોના વીર. દર્શનમોહને જીતે તે મહાવીર. જેનો સ્વભાવ કૃપાળુ, જેની દૃષ્ટિ જ અમી તે કૃપાળુ દેવ, તે મહાવીર. હું શરીર છું, હું સ્ત્રી છું, હુ પુરુષ છું એવું કહેનારા તેમની દૃષ્ટિ પડતાં જ હું આત્મા છું એમ કહેતા થઈ જાય છે.

૧૪. સ્થાયી શરણુ લઈને જે જીવ દુઃખ પામે તો તે ભ્રમપૂર્ણ શરણુ છે.

૧૫. સદ્‌ગુરુ એ પદ છે અને સદ્‌ધર્મ ત્યાં પહોંચાડનાર છે. એ પદ પર જે જે બિરાજે છે તે તે અનુપમ રીતે શોભે છે. એમના ચરણુમાં કાંઈ ધરવું જોઈએ. શું ? – મસ્તક. મસ્તક ચડાવવાથી તેમને સર્વભાવ અર્પણ કરી દેવાય છે. તેમનુ શરણુ સ્વીકારાય છે. શરણું સ્વીકારવાથી જ આપણને તે પદે પહોંચાડે ને ? અને એ તો પ્રગટ મહાવીર છે, કૃપાળુ દેવ છે.

૧૬. મસ્તક શા માટે ચડાવવાનું હોય ? જેમણે પોતાનું — આત્માનું ભાન કરાવ્યું, ભવભ્રાંતિથી છોડાવ્યો,

તો તેમના ચરણમાં કાંઈ શ્રીફળ ઓછું ચડાવાય? મસ્તક જ ચડાવવું જોઈએ.

૧૭. વાણી દ્વારા જે વસ્તુ ન સમજાતી હોય તે જેની સમીપતાથી સહજમાં સમજાય તે ઉપાધ્યાય. ઉત્કૃષ્ટ અપ્રમત્તધારા જેની હોય તે આચાર્ય.

૧૮. સદ્‌ગુરુના ચરણકમળની વેદી ઉપર આત્મ-બલિદાન કરવું જોઈએ. તો જે આત્મા અનાદિકાળથી સમજાતો નહોતો તે આત્માને તે જાણશે – સમજશે.

૧૯. જ્ઞાનીઓ જ્ઞાન થયા છતાં ભક્તિ છોડતા નથી. જેઓ પોતાના સ્વરૂપમાં જ્ઞાન-દર્શન-ચારિત્ર અને તપ વડે લીન થયા તેવા સિદ્ધ ભગવાનને નમસ્કાર હો.

૨૦. આત્મદર્શન, આત્મજ્ઞાન અને આત્મસમાધિથી જેના ઉપયોગની ધારા યોગથી છૂટીને આત્મા સાથે ભળી ગઈ છે એવા મુક્ત પુરુષને નમસ્કાર.

૨૧. સત્પુરુષના ચરણે રાગ કરવો. કારણ કે તારા રાગથી તેઓ બંધાય તેમ નથી, જેથી તારો રાગ છૂટી જશે, અને રાગથી રહિત આત્મા થશે.

૨૨. આત્માના ઉપયોગને સદ્‌ગુરુ દ્વારા તેમણે જે કાંઈ બોધવચન સમજાવ્યાં તેના આશયને સમજી તેમાં ઉપયોગને જોડી રાખવો. પોતાના જે દોષો ઊઠે તેને નિખાલસ ભાવે નિવેદન કરી દાબી દેવા – કાપી નાખવા. કદી સ્વચ્છંદી ન થવું અને સદ્‌ગુરુના યોગમાં મનને જોડવું. તેને યોગસાધન કહે છે.

૨૩. જે જેનુ હોય તે તેને સોંપી દેવું. શરીર જગતનું છે માટે જગતને સોંપી દેવું. આત્મા પરમાત્માને સોંપી જેમના તેમ રહેવું.

૨૪. જેઓ ભૂતકાળમાં મોક્ષે ગયા, વર્તમાનમાં જાય છે અને ભવિષ્યમાં જશે તે બધા ભક્તિના પ્રયોગથી. ભક્તિ વગર મુક્તિ મળતી નથી. શ્રીસદ્‌ગુરુના ચરણમાં નિવાસ થાય તો દીવે દીવો થાય.

૨૫. કોઈ એક વ્યક્તિમાં આત્મઐશ્વર્ય પ્રગટ થયું હોય તો તે પ્રતિ ભક્તિ રાખવી એ જ સદ્‌ધર્મ છે.

૨૬ શ્રીસદ્‌ગુરુને ભજવાથી, તેમના ગુણોનું ભાન થવાથી તે ગુણો પણ પ્રાપ્ત કરી શકે છે. જેમ શ્રેણિકાદિને દર્શનમોહ જીતવાથી તીર્થંકર માન્ય કર્યા. એમનામાં જે દર્શનમોહ વ્યતીત થયો અને હું આત્મા છું એ ભાવ પ્રગટ થયો એ જ ઉપાસના આપણે કરવાની છે. અને એ ઉપાસનાથી જ તે ગુણ ઉત્પન્ન થાય છે.

૨૭. તીર્થંકર માતાના ઉદરમાં આવતા પણ હું આત્મા છું એ ભૂલતા નથી. તેથી ઇન્દ્ર પણ તેમને પૂજે છે. જેને ક્ષાયિક સમ્યક્ પ્રગટ થયું તેને ભગવાન માની પૂજવાથી કાંઈ વાંધો ન હોય. આ કાળમા ૨૦૦૪ યુગપ્રધાનો થશે. અને તે બધા ક્ષાયિક સમ્યક્ દ્રષ્ટા છે. તેમની તીર્થંકરની માફક પૂજા કરવી જોઈએ. ચરણની પૂજા કરવી જોઈએ, તેમાં પણ રહસ્ય છે. કૃપાળુ દેવના ચરણ આત્મજ્ઞાન પ્રગટ કરે છે.

૨૮. સત્સંગ જેવું બળવાન સાધન જ કર્મને ખપાવી નાખે છે. પુરુષાર્થના એન્જિન વડે જીવનગાડી આગળ વધે છે.

૨૯. સમ્યકત્વની પ્રાપ્તિ માટે પરમ કૃપાળુ દેવને-સત્પુરુષને શોધો અને તેમની એવા જ ઢંગે આરાધના કરો, જેવી તીર્થંકરની આરાધના કરો છો.

૩૦. જેઓ પોતે પોતા વડે જ પરિતૃપ્ત, છે, જેમનું જીવન બીજાને દુઃખરૂપ નથી, જે બીજાને કાંઈ દુઃખ દેતા નથી, તેવા સ્વરૂપસુખે કરીને પરિતૃપ્ત, કૃતકૃત્યતા અનુભવતા આત્મજ્ઞાનીઓ આ વિશ્વમા પરમ સુખી છે.

૩૧. જ્યારે જીવનમા પરમ વિનયગુણ આવે છે ત્યારે આત્મામાં દીનતા — લઘુતાના બે મહાન ગુણો પ્રગટે છે. વિનયાન્વિત શિષ્યને તે બે ગુણો જ્ઞાની ભગવાનના ચરણકમળમાં લઈ જાય છે. 'હું જાણું છું' એ આ વિનયગુણને બાધકભાવ છે. તે ભાવ હઠયેથી-ટળ્યેથી સાચો વિનયગુણ પ્રગટે છે.

૩૨. કોઈ અઘોર જંગલમાં સંગાથથી-કોઈ માનવી છૂટું પડી જાય, રાત્રિ અંધારાથી ઘેરાતી જતી હોય, એકલોઅટૂલો વેરાન જંગલમાં ભૂખ્યો-તરસ્યો અથડાતો હોય, સિંહવાઘની ગર્જનાઓ સંભળાતી હોય, હૃદય તેના ભયથી ધડકતું હોય, એવી અસહ્ય દશામા લઘુતા અને દીનતાનુ તે જીવને જે વેદન થાય, તેવું વેદન, હું વિષયવનમા ફસાયેલો છું તેમાંથી કેમ પાર પડું તે માટે-થવું જોઈએ.

એવું વેદન જ્યારે થાય છે ત્યારે સાચી લઘુતા — દીનતા અને વિનયના ગુણો જીવનમાં પ્રગટે છે.

૩૩. માર્ગ સુગમ છે, સરળ છે, પણ પ્રાપ્તિનો યોગ પામવો દુર્લભ છે. પામેલો પમાડે. તે સિવાય બીજી રીતે કોઈને માર્ગ પ્રાપ્ત થાય નહીં.

૩૪. પરમ કૃપાળુ દેવે કહ્યું કે :' અસંગતાની સાથે આપનો સત્સંગ હોય તો છેવટનું પણ પરિપૂર્ણ પ્રકાશે તેમ છે.' કોઈ પ્રયોગવીર શોધે તો પરમ કૃપાળુની અદ્‌ભુત દશાનું ઓળખાણ પામે.

૩૫. શ્વાસ લેતાં કહો – 'સહજાત્મસ્વરૂપ.' શ્વાસ મૂકતાં કહો. 'પરમગુરુ.' 'સહજાત્મસ્વરૂપ પરમગુરુ.' મન જો આ મંત્રમાં લીન થઈ જાય તો અંતર્મુખતા પામે. નિદ્રાદિ દૂર થાય, ચૈતન્યપ્રદેશમા તે ધ્વનિ પહોંચે છે. 'સ્વરૂપસ્થિતિમાં શરીરનું ભાન રહેતું નથી.'

૩૬. સર્વાંગ પ્રકાશ ના થાય ત્યા સુધી સાકાર એવા પરમ કૃપાળુ દેવની મંગળ મુદ્રાનું હૃદયમંદિરની વેદિકા ઉપર સંસ્થાપન કરો — સ્થિર કરો. 'મનસા પ્યાલા પ્રેમ-મસાલા' લગાડીને એ મંગળમૂર્તિને હૃદય-સિંહાસને એવી સ્થિર કરો કે હલે કે ચલે જ નહિ. સ્થિર કરીએ તો સ્થિર રહે છે અને સૂર્યચંદ્રથી અનંત ગુણવિશિષ્ટ પ્રકાશ થાય છે. તેથી હૃદયાદિ કમળો વિકસે છે. 'પુષ્પપૂજા' દ્વારા હૃદયાદિ કમળો ખીલ્યાં કે નહિ તે તપાસવાની

સંજ્ઞા છે. તેમાંથી સુગંધ ઊછળે છે. તેના પ્રતીકરૂપે 'ચંદન'પૂજા છે. આત્મા તે સુગંધ વેદે છે.

૩૭. નાચીના હાથમાં જેમ મસ્તક સોંપાય છે તેમ સદ્‌ગુરુમાં પોતાનું માથું સોંપી દેવાનો વિશ્વાસ જોઈએ. એવો વિશ્વાસ જેનો પૂરેપૂરો હોય છે તે સુપાત્ર શિષ્ય છે. એવા વિશ્વાસુ જીવો આજે ભાગ્યે જ જોવા મળે છે. માર્ગદર્શકને પણ ગણતા નથી. દંભ જ પ્રાયે જોવા મળે છે. પરમ કૃપાળુ દેવે આત્મસિદ્ધિ કોને આપી હતી? તેને પાત્ર જીવો તે કાળે તેઓશ્રીએ કેટલા જોયેલા? કોઈની દવા કોઈને કામ ન આવે. 'આત્મસિદ્ધિ' ભવરોગનું પરમ ઔષધ છે. તે કોઈ વિરલા જીવો જ પામે છે.

૩૮. આત્માની અનુભૂતિને માટે સુયોગ્ય દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ જોઈએ. સાક્ષાત્ અનુભૂતિને માર્ગે ચડાવે તેની પ્રથમ આવશ્યકતા છે. કોણ ચડાવે? 'શ્રીસદ્‌ગુરુ.'

૩૯. જેને આત્મસંવેદનમાં આગળ વધવું હોય તેણે શાંત વાતાવરણમાં રહેવું જોઈએ. સત્સંગમંડળમાં બેસીને કાંઈ પણ જાણપણાનું અભિમાન થતું હોય તો એકાંતમાં બેસી તે અભિમાનને જ્ઞાનવિચારે કરીને નિવૃત્ત કરવું જોઈએ. હું કેવી રીતે લલકારું છું! લોકોની દૃષ્ટિ મારા પ્રત્યે ખેંચાય આ બધું મિથ્યા અભિમાન છે. પહેરવેશ અને વાણીમાં અકડાઈ જીવને ભક્તિમાં એકતાર થવા દેતી નથી. તે બધી બાધક પ્રવૃત્તિ છે.

૪૦. જેને અહંવૃત્તિ ત્યાગવી હોય તેણે એકાંતમાં બેસી શ્રીસદ્‌ગુરુ દર્શાવે તે સાધના કરવાની જરૂર છે. તેનુ સાધન—શ્વાસ લેતાં 'સહજાત્મસ્વરૂપ.' શ્વાસ મૂકતાં પરમ ગુરુ: અનુભૂતિના અર્થીએ દરરોજ આ મહામંત્રની ૨૦૦ માળા ફેરવવી જોઈએ. 'સહજાત્મસ્વરૂપ પરમ ગુરુ' એ મહામંત્રનો જાપ ચૈતન્યવિજ્ઞાનના પ્રયોગવીર થવા માટે અત્યંત જરૂરી છે. શરૂઆતના છ મહિના વિદ્યાર્થીરૂપે ચિત્તશુદ્ધિના કાર્યમાં લાગી જવું. અને તે માટે તે મહામંત્રનો જાપ રાતદિવસ જપ્યા જ કરવો.

૪૧. ગૃહવાસે વસતાં બહુ વર્ષો પહેલાં મુંબઈમાં 'માયામચ્છેન્દ્ર'ની ફિલ્મ અમે જોયેલી. ગોરખનાથ પોતાના ગુરુ મચ્છેન્દ્રનાથને એક વાર કહે છે કે મને માયાનાં દર્શન કરાવો. એકાએક ગોરખનાથને થાય છે કે જાણે તે કોઈ બીજી જ દુનિયામાં છે. પોતાના ગુરુદેવ મચ્છેન્દ્રનાથને કામરુ દેશમાં હિંડોળાખાટે કામરુ દેશની મહારાણી સાથે હીંચતા જુએ છે. તેમનો બાળક ત્યાં રમી રહ્યો છે. ગુરુદેવને ઠેકાણે લાવવા તે ત્યાં જાય છે. ત્યાંના સિપાઈઓ ગોરખને પિંજરામાં પૂરે છે. ત્યાંના વસંતબાગમાં વૃત્તિઓને કેવળ કામભોગમાં, વૈભવવિલાસમાં પ્રેરી રહે તેવું માદક વાતાવરણ છે. ગોરખ ત્યાં ગુરુદેવ પાસે જઈ પહોંચે છે. 'ચેત મછન્દર ગોરખ આયા.' હિંડોળે રાણી સાથે ઝૂલતા જોયા છે. પણ ગુરુ પ્રત્યેનો ભક્તિભાવ પલટાતો નથી. ગુરુએ સોનાની એક ઈંટ રાખેલી. રસ્તામાં તે ઈંટને ગોરખ કૂવામાં ફેંકી

દે છે. ગુરુદેવ મચ્છેન્દ્રનાથે પોતે જ વિકુર્વેલી માયા તેઓ પાછી ખેંચી લે છે અને ગોરખને કહે છે કે, વત્સ, જોઈ તેં માયા !

૪૨. શ્રીદેવચંદ્રજીએ શ્રીયશોવિજયજીનાં અષ્ટકોની ટીકામાં એક કથા કહી છે: એક સદ્‌ગુરુદેવ હતા. તેમને સર્વભાવે સમર્પિત થયેલો એક વિનયાન્વિત સુશિષ્ય હતો. પદ્માસને ગુરુદેવ રાત્રિના સમયે ધ્યાનદશામાં લયલીન બિરાજી રહ્યા છે. પાસે બાલશિષ્ય સૂતો છે. પૂર્વજન્મનો એક વેરી સર્પ તે શિષ્યને ડસવા માટે ધસ્યો આવતો ગુરુદેવ પોતાના જ્ઞાનમાં દેખે છે. શિષ્ય તો ગુરુદેવના ચરણોમાં નિશ્ચિંત થઈ સૂતો છે. શરણભાવની એ જ બલિહારી છે. જેણે બધુંય શ્રીગુરુચરણે સોંપી દીધું છે તેને ચિંતા શાની ? જ્ઞાની ભગવાનનો કરુણા સ્વભાવ એવો હોય છે જે અધિકમાં અધિક પાપી તે અધિકમા અધિક કૃપાપાત્ર તેમને મન હોય છે.

૪૩. દુર્ભાગી જીવો કે જેને અનંતાનુબંધી કષાયનો ઉદય હોય છે, તેને સત્પુરુષનો બોધ પણ કાર્યકારી થતો નથી. તે સાપને ગુરુદેવે પ્રતિબોધ્યો. 'વેરભાવ છોડી દે.' પણ સાપે કહ્યું માન્યું નહિ જ. 'મારે તો આનું લોહી જ ચૂસવું છે.' આચાર્યદેવે તીવ્ર અનંતાબંધીનો ઉદય તેનામાં જોયો. પોતાના આત્મલક્ષને અખંડ રાખીને આચાર્યદેવ આખા શ્રીસંઘને સંભાળે છે. જેમ ગોવાળ ગાયના વૃંદને સંભાળે છે. શ્રીસત્પુરુષનું યોગબળ કેવું

ચમત્કારિક કામ કરે છે તેનું આ એક રમ્ય ચિત્ર છે. શિષ્ય તો નિદ્રામાં છે. તેની છાતી ઉપર ગુરુદેવ ચડી બેસે છે. શિષ્ય ધીમેથી આંખ ખોલી જુએ છે અને આંખ મીચી દઈ શાંત પડ્યો રહે છે. ગુરુદેવ કાંટો લઈ તેની અમુક નસ ખોલે છે. લોહી એક પ્યાલીમા લે છે. તે લોહી સર્પને આપ્યું, અને સર્પ તે પી ગયો. વેરભાવ ખતમ થયો. સર્પ વેરની વસૂલાત કર્યાનો સંતોષ માને છે અને ચાલ્યો જાય છે. પ્રાતઃકાળે ગુરુદેવ શિષ્યને પૂછે છે: 'મેં તારું લોહી લીધુ તે તું જોતો હતો છતાં તેં મને કેમ કાંઈ ના પૂછ્યું?' વિનયાન્વિત શિષ્યે ગુરુદેવને ઉત્તર દીધો: 'પ્રભો! આ મન, વચન, કાયાના યોગ તો આપશ્રીને મેં અર્પણ કરી દીધા છે. આપની ચીજોનો આપ ઉપયોગ કેવો કરો છો તે મારે વિચારવાનું શું હોય! આપ મારુ હિત જ કરશો એટલે મને કંઈ વિકલ્પ ઊઠે જ નહીં.' ધન્ય છે આવા શિષ્યને. આવો શરણાગતભાવ અને નામસ્મરણની જીવોને જરૂર છે.

૪૪ એકાગ્રતાથી કરેલો મંત્રજાપ તમારું રક્ષણ કરશે. આ હૃદયમાં નોંધી રાખવાની અમૂલ્ય ચીજ છે.

૪૫ આત્મામાં અનંત શક્તિઓ છે, પરમ કૃપાળુ દેવ શ્રી ટોકરશીભાઈને આ આત્મશક્તિથી જ ભાનમાં લાવ્યા હતા. જો બેભાન દશામાં દેહ છૂટેલો હોત તો અનાદિના પ્રવાહમાં તે જીવ ખેંચાઈ જાત. પોતાના અપાર યોગબળે પરમ કૃપાળુ ભગવાને પોતાના શરણાગતનો ઉદ્ધાર કર્યો હતો.

૪૬. ચૈતન્યની અદ્‌ભુત શક્તિ છે. પોતાના ચૈતન્ય-પ્રકાશને સામા પર ફેંકી પછી તેને સદ્‌બોધ કરે છે. દૃષ્ટિ પડે કે આગ લાગી જાય તેવી ચંડકોશિયા નાગમાં સત્તા હતી. ભગવાન તો 'વિચરે ઉદય પ્રયોગ' તે પ્રમાણે વિચરી રહ્યા છે. શરીરનું શું થશે તેનો જેમને ભય નથી. ભગવાન જે જંગલમાં ચંડકોશિયો છે તે જંગલમાં પ્રવેશે છે. તેના રાફડા પાસે આવી મૌનપણે કાયોત્સર્ગ કરે છે. ભગવાને પાંચ પ્રતિજ્ઞાઓ લીધી હતી. તેમાંની એક મૌનપણાની હતી. 'ચૈતન્યવિજ્ઞાન પ્રગટાવવાનો પ્રયોગ છે અખંડ મૌનપણાને' ભજવાનો! અનંત કરુણાના ધણીએ ચંડકૌશિકને મૌનપણે તે અમૃતરસ પાયો.

૪૭. સત્પુરુષના આત્માની ચેષ્ટાને વિશે દૃષ્ટિ રહેવી તે શું? શુદ્ધ ચૈતન્ય આત્મામાં પ્રતીતિરૂપે ઉપયોગધારાનું લીન રહેવું તે. દર્શનાવર્ણનો પ્રભાવ શરીર ઉપર પડે, આત્મા ઉપર નહીં. પ્રવૃત્તિમાં લક્ષધારા રહે. અનુભવેલી ધારાનો લક્ષ.

૪૮. આત્મલક્ષ જ્યાં અખંડ છે, જ્ઞાનગંગાજીમાં નાહીધોઈ જે પરમ શીતલ થઈને જુએ છે, તેને બીજા બિચારા જીવો કે જેઓ આર્ત્ત છે, તેનુ દુઃખ જોઈને કંપન થાય છે. પોતાના જ આત્મપ્રદેશમા થાય છે. તેને ટાળવા તે જ્ઞાની પુરુષાર્થ કરે છે. ઉપકારની ભાવના રાખે તો જીવને ખળતરા થાય.

૪૯. અમુક કેન્ડલ પ્રકાશ જે બહાર ફેલાય છે તે

અંતર્મુખ કરવો જોઈએ. સદ્‍ગુરુએ દિશા સુઝાડી છે. 'બહાર જોવાનું છોડી દે,' બહુ જોયુ. આજ સુધી જે અનુભવો થયા તેના તે જ અનુભવો બહિર્મુખ રહેતાં લાખ વર્ષો સુધી પણ થયા જ કરશે. પણ તેથી જીવને શાંતિ નહીં મળે, આકુળતા નહીં ટળે.

૫૦. અર્ધપુદ્‍ગલ પરાવર્તનકાળ છે તે રાત્રિનો અવશેષ-કાળ છે. તેમા શ્રીસદ્‍ગુરુનો યોગ થાય અને જીવ જો ચેતી જાય તો આ દુઃખમાંથી પાર પડી જાય. સદ્‍ગુરુ સાચી દિશા બતાવે છે. તેમને કાંઈ સ્વાર્થ નથી. તે બતાવે છે તે દિશાએ ચાલતાં મારું ગામ મને અવશ્ય મળશે. 'અખંડ વિશ્વાસ.'

૫૧. રસ્તો ભૂલીએ છીએ ત્યારે જણ જણને પૂછીને જાણીએ છીએ.—રસ્તો બતાવનારની વિશિષ્ટતા શું છે તે જોઈજાણીને વિશ્વાસ કરવો જોઈએ. પછી તે બતાવે તે માર્ગે ચાલતાં ચાલતાં પોતાનું ઘર મળી જશે.

૫૨. શ્રીસદ્‍ગુરુ મળ્યા છે – તેમણે દૃષ્ટિ પલટાવવાનો ઉપદેશ કર્યો છે. તું જો અને જાણ તેમાં પાપ નથી. જોનારને ભૂલીને જોવું-જાણવું અને પછી રાગદ્વેષાદિ ભાવો કરવા તેમાં પાપ છે. આ શરીર દૃશ્ય નથી, દ્રષ્ટા નથી. સ્મશાનમાં પડેલું મડદું કાંઈ દેખતું નથી. 'હું આત્મા છું" એ પકડ બરાબર થવી જોઈએ.

૫૩. દ્રવ્યને જોવાની જ્ઞાનીઓએ કહેલી વાત ભૂલી

જવાય છે. દ્રવ્યદૃષ્ટિએ જોતાં બધાય માનવ, પશુ ૨
ખોળિયાં માટીનાં પૂતળાં છે. 'એક અવસ્થા વિશેષ,'
ગુરુ જેવો સહજાત્મસ્વરૂપ છું,' 'સહજાત્મસ્વરૂપ પરમ
આ મંત્ર પંચપરમેષ્ઠિ મંત્રના બીજરૂપ છે. એ
પરમગુરુ તે પાંચે આત્મા સહજસ્વરૂપ છે. જન્મ-મર
રહિત.

૫૪. હું શરીરસ્વરૂપ નથી, પુરુષ, સ્ત્રીસ્વરૂપ નથી
આવી મારી અનાદિની ભ્રાંતિ શ્રીસદ્ગુરુએ ટાળી.

૫૫. સાચાનો હાથ મળ્યા વિના આંધળો માણસ ખાડામા પડ્યા વિના સાચે ઠેકાણે કેમ આવે ? સદ્ગુરુનો જ્ઞાનપ્રકાશ જોઈએ. 'સ્વપર પ્રકાશક જ્યોતિસ્વરૂપ તે આ આત્મા તે હું.'

૫૬. તે આત્મસ્વરૂપ જેને પ્રગટ્યું છે તેને હૃદયરૂપી કૅમેરામાં લઈ તેમાં જ દૃષ્ટિ રાખી તેને જ રટવામાં આવે તો દૃષ્ટિ, મન, વાણી બધું સ્થિર થઈ જાય. એ ત્રણેની એકાગ્રતા સધાય તો લક્ષવેધ થાય. દ્રવ્યમનની માનસિક ફિલ્મ નિમિત્ત પામીને જ્ઞાનમાં ઝલકે. પુરુષરૂપે, સ્ત્રીરૂપે પણ હું આત્મા છું, આ મારુંતારું એ બધુંય જોનાર-જાણનારને ભૂલવાથી ઇષ્ટાનિષ્ટ કલ્પના ઊઠે છે, તેને પકડી લીધી, ઊઠવા ન દીધી.

૫૭. આત્મસૂર્યનો પ્રકાશ ક્યાંથી આવે છે ? મોં પૂર્વ તરફ એટલે જ્ઞાની તરફ ફેરવીએ તો દેખાય. ચેતન અને ચેતનાની વચ્ચે આવરણોના પડદા પડી ગયા છે.

ચેતના ઢૂંઢતી હતી ચેતનપિંડ. 'ચેતનમૂર્તિ ક્યાં છે તે સદ્‌ગુરુકૃપાએ સમજાયુ.'

૫૮. ચેતન પ્રાપ્ત થયા પછી જન્મમરણનાં દુઃખો ટળે. સંસાર ઝેર જેવો ભાસે. ચેતના ઝૂરે છે ચેતનને મળવા માટે. એ ઝૂરણા એવી જોઈએ કે વચ્ચેના આવરણના પડદાઓ બળીને ખાખ થઈ જાય.

૫૯. 'તુજ વિરહ સ્ફુરતો નથી.'

એ આગ જો જલ્યા કરે તો પડદા બળે. થોડીશી અગ્નિની ગરમી રસોઈ કરનારને સહેવી પડે ! તે સહ્યા વિના રસોઈ ના થાય. ચેતનનો અનુભવ કરવા માટે વિરહની આગ સહેવી જ જોઈએ. 'પિયુ પિયુ રટતો પંખી પપૈયો.'

૬૦. સાધક જીવ તે છે કે જેને સત્પુરુષનો વિરહ આવો વેદાતો હોય. તત્ત્વચિંતકને તત્ત્વજ્ઞાનને માટે આવું વેદન જોઈએ. વિરહાનલમાં પ્રવેશનારાઓની આત્માનુભૂતિ વધે છે ત્યાં પ્રિયતમનું વિસ્મરણ હોતું જ નથી. એટલે તેમનું સ્મરણ કરવાનું ક્યાંથી હોય ? પ્રિયતમનો જો વિયોગ વેદાય તોપણ સ્મરણ કરવું પડતું નથી. જ્યાં વિસ્મરણ જ નથી. પોતાના પ્રિયતમ સિવાય આખું જગત તેને વિસ્મૃત થઈ જાય છે.

૬૧. નિર્જન રણભૂમિમાં તરસ લાગી છે, પાણી પાણી એમ મોઢેથી પિપાસુ રટતો નથી, પણ તેને પાણીનું સ્મરણ રહ્યા જ કરે છે. આવી પિપાસા અમૃતપાનથી જાગતી જ નથી.

'જેહને પિપાસા હો અમૃત પાનની રે, કિમ ભાંજે ભગવંત.'

૬૨. કામાગ્નિમાં અનંત સંસાર છે. પતિમાં સુરતા લાગી રહે છે તેમ પ્રિયમાં પ્રિય પ્રિયતમ પૂજ્ય શ્રીસત્પુરુષને હૃદયમાં સ્થિર કરી 'પરપ્રેમ પ્રવાહ!' વહેવડાવીએ, એવી સુરતા લગાડો ધીમે ધીમે તેથી એકનિષ્ઠા વધે છે.

૬૩. વિરહાગ્નિ એ અનંત આત્મઐશ્વર્યને વ્યક્ત કરનારી એક શક્તિ છે. કાચ ચોખ્ખો ના હોય તો પદાર્થનું પ્રતિબિંબ બરાબર ન પડે. તેમ હૃદયરૂપી કાચ અશ્રુજળે ધોવાઈને સાફ થાય તો તેમાં ભગવાનનું પ્રતિબિંબ પડે. પછી સત્પુરુષને નિર્મળ અંતઃકરણમાં પધરાવીને જોતાં તે આત્માને જુએ છે. આપણને તે મોક્ષમાર્ગ બતાવે છે.

૬૪. માર્ગમાં ચાલતાં રસ્તો ભૂલ્યા. પણ ભગવાનમાં જ શરણબુદ્ધિ તેથી હૃદયમાં ભય નહીં. 'હાજર થાય ભગવાન પોતે' માર્ગ બતાવે, એવા અનુભવો ભક્તોને થાય. આત્માની શક્તિઓ પ્રગટે છે. પણ તે ભક્તાત્મા તો અખંડ શરણાગતપણું જ વેદે છે. ભગવાન જ બધું કરી રહ્યા છે એમ શ્રદ્ધીને, માનીને, નિર્મોહી રહે છે, નિર્માની રહે છે.

૬૫. 'એક ભવમાં નહીં' પણ એક પલમાં પ્રગટે.' આમતેમ વૃત્તિ છે તે સ્થિર થઈ જાય અને આત્મા સિવાય

મારે કશું નથી જોઈતું એવા સીધા માર્ગે દોડી જાય તેને મળે.

૬૬. કર્મના ઉદયને આત્માથી ભિન્ન જાણે તે જ્ઞાની. ઉદયને અભિન્ન જાણે તે અજ્ઞાની. ગજસુકુમાર વિચારે છે, 'જે દાઝે છે તે મારુ નથી રે, અક્ષય ચિન્મય તત્ત્વ પ્રભાવ રે!'

૬૭. પરમ કૃપાળુ દેવની નાળિયેરના ગોળા જેવી સ્થિતિ!! અપ્રમત્ત ગુણસ્થાનકે કેવી સ્થિતિ. 'એક ક્ષણુ પણ અપ્રમત્તધારાને નહી છોડતું મન,' 'દેહધારી છીએ કે કેમ' આત્મા – કેવળ આત્મા જ!!!

૬૮. જોવું અને જાણવું એ આત્માનો ગુણ. ગુપ્તિ: સ્વપર પ્રકાશમાં ધારા. 'અપ્રમત્ત શૂરવીર થા.' કૃપાળુ દેવનાં વચનો શૂરવીર છે. એ કર્મના કચરાથી અસંગપણે કર્મને ભોગવ્યા વિના અપ્રમત્ત થા. માતેલો સાંઢ ઉકરડાને માથું મારે અને એ રીતે શૌર્ય બતાવે. કચરો ઉડાડીને પોતાના માથે નાખે. સંસારી જીવો આવુ કરે છે!

૬૯. દરેક વ્યક્તિએ પોતાના દોષ જોવા. દરેક વ્યક્તિના અધિકાર બીજી વ્યક્તિએ સુરક્ષિત રાખવા. દરેકે પોતાની જવાબદારી અદા કરવી. તો સંપ જળવાઈ રહે.

૭૦. આપણે પરમ કૃપાળુ ભગવાન જેવાનુ શરણુ લીધું છે તો વિચારો કે આપણી શી જવાબદારી છે?

૨

તે ભગવાનના આશ્રયે ટ્રસ્ટી થઈને બધુંય તન, મન, ધન સંભાળો. આપણે તેના માલિક નથી, ટ્રસ્ટી છીએ. શરીરના માલિક નથી, ટ્રસ્ટી છો. મનના માલિક નથી, ટ્રસ્ટી છો. ધનના માલિક નથી, ટ્રસ્ટી છો. કુટુંબના માલિક નથી, ટ્રસ્ટી છો. ટ્રસ્ટી માલિક ન બની શકે, ભોગવી ન શકે, ટ્રસ્ટી છીએ અને તે પણ કૃપાળુ દેવે નીમેલા!

૭૧. 'અનવરત આત્મા છું" એ દૃષ્ટિ કેળવો. બધાં પ્રાણીઓમાં ત્રિલોકીનાથ ભગવાન આત્મા શું નથી? 'છે.' જ્ઞાનદૃષ્ટિએ બધામાં આત્માને જુઓ. ભક્તની દૃષ્ટિએ ભગવાન જુઓ. 'સર્વાત્મમાં સમ દૃષ્ટિ દ્યો,' આ વચનને હૃદયે લખો. આ દૃષ્ટિ થાય તો વિવેકનો ઉદય થાય. તેના પ્રકાશમાં બધું યોગ્ય જ વર્તાશે.

૭૨. દરેક વ્યક્તિએ પોતાનું જીવન તપાસવું. તે તપાસવા માટે 'હે પ્રભુ! હે પ્રભુ!'ના વીસ દોહરા છે. તેમાં બત્રીસ મુખ્ય દોષોનું વર્ણન છે. તે દોષો રોજ વિચારો.

૭૩. આઠ દૃષ્ટિની સજઝાયો થરમોમિટર છે. તેમાં દોષો કેમ જાય અને તે જતાં કેવા કેવા ગુણો આત્મામાં આવિર્ભાવ પામે તે બધું દર્શાવ્યું છે. ઠેઠ કૈવલ્યદશા થાય ત્યાં સુધીનું બતાવ્યું છે.

૭૪. વ્યર્થ ચિંતન છોડી દઈને કાર્યકારી એવું સ્વસ્વરૂપને લગતું ચિંતન કરો તો તે સાર્થક છે.

૭૫. જ્યાં આ ત્રણ વાનાં ન હોય ત્યાં આત્મજ્ઞાન થાય : ૧ વ્યર્થચિંતન, ૨. વ્યર્થ બકવાદ, ૩. વ્યર્થ ચેષ્ટા.

૭૬. પોતાની જવાબદારી શું છે? બીજા પ્રત્યે મારી ફરજ છે તે હું અદા કરું છું! પરમ કૃપાળુ દેવની મને જે આજ્ઞાઓ છે તેનું હું પાલન કરું છું? આ જો હશે તો બીજું બધું ઠીક થઈ જશે.

૭૭. જ્ઞાનીની આજ્ઞાઓનું પાલન ન થતું હોય તો તેનો ખેદ રાખવો. શક્તિ ગોપવશો નહીં તો એક જ જન્મમાં અનેક જન્મની નુકસાની ભરપાઈ થઈ જશે. એ મહાન લાભ છે.

૭૮. દુઃખના કાળે ત્રાહિ ત્રાહિ પોકારતા દેહધારીઓ જે અદૃશ્ય શક્તિની સહાયતા માગે છે તે અદૃશ્ય શકિત ઘટમાં છે. તેનો સાક્ષાત્કાર થાય એટલે પરમાત્માનું ઘટમા મળવું થાય ત્યારે દુઃખ દૂર થાય, દુઃખનો ક્ષય થાય. તે માટે ચેતનને પરભાવથી વાળી ઘટમાં સ્થાપિત કરવી.

૭૯. અનાદિકાળના અભ્યાસથી આપણી વાસનાઓ એટલી પ્રબળ છે કે તેમાંથી બહાર આવવું વિકટ છે. તેમાં મુખ્ય કારણ મન છે. મનને રખડવાની ટેવ છે. અને આપણે પોતે તેને એવી ટેવ પાડી છે. 'મન' એ ઊલટી ચાલનો ઘોડો છે.

૮૦ પારસમણિમાં અને સંતમાં મહાન અંતર છે.

પારસ તો લોઢાનું સોનું બનાવે છે. પણ સંત તો જીવને પોતાના જેવો સંત બનાવે છે.

૮૧. જેને ઐશ્વર્ય પ્રાપ્ત કરવું છે તેને તેવા ઐશ્વર્ય-વાન પુરુષ પાસે જવું જોઈએ. વિદ્યાર્થી અને વિદ્વાનની જેમ. 'ઉપાદાન આત્મા અને નિમિત્ત પરમાત્માનું.'

૮૨. ભૌતિક સુખ માટે જે કાંઈ ધાર્મિક સાધનાઓ ગમે તે પ્રકારની કરવામાં આવે તો તે 'ઘાસ માટે ખી વાવવા' બરાબર છે.

૮૩. આત્મસાધના એ પણ કલા છે, અને તે તેના કલાધર પાસેથી મળે છે. 'પંચપરમેષ્ઠિ મંત્રસ્મરણ સંસારનું વિસ્મરણ કરવા માટેનું પ્રબળ સાધન છે.' 'દ્રવ્યથી, કાળથી. ક્ષેત્રથી અને ભાવથી ચેતનાનું ચેતનમાં સ્વરૂપસ્થ થવુ તેને મોક્ષ કહે છે.'

૮૪. પરિગ્રહના પથરા ભરીને જીવ નિજાનંદનો નાશ કરે છે. નિજ ધન નાશ પામે છે. સ્વરૂપ સિવાયનું જે કાંઈ છે તે બધા પરિગ્રહ છે. તે છૂટે જ અસંગતા પ્રાપ્ત થાય છે.

૮૫. શ્રીસદ્‌ગુરુકૃપાએ પંચવિષયથી ઉદાસીન થઈ 'ચેતના' પોતાના પ્રદેશમાં સ્થિર થઈ જવી તે સહજસ્વરૂપે સ્થિતિ છે. અને ત્યાંથી હટવું જ નહિ તથા સર્વ ભાવથી છૂટી માત્ર આત્મામાં સ્થિર થઈ જવું તે મોક્ષ છે. અનંતા-નુબંધી ક્રોધ, માન, માયા, લોભ એ પરરમણતાસાંથી ખસવા દેતાં નથી. સ્વરૂપનું ભાન થવામાં મહા વિઘ્ન છે.

૮૬. જ્ઞાનીનાં વચનો સમજવા સતત પ્રયત્નશીલ રહેવું, પણ અશ્રદ્ધા કરવી નહીં. અંતરંગ પરિણામ ઉપર જ બંધ-મોક્ષની સ્થિતિ છે. પોતાના સ્વરૂપમા જો દૃષ્ટિ દઈએ અને ટકીએ તો દેહની સાથે, તેની ક્રિયાની સાથે અને તેના ક્રિયાફળ સાથે કાંઈ સંબંધ નથી. 'ગજસુકુમારની જેમ'

૮૭. ઇષ્ટાનિષ્ટ કલ્પના વડે, રાગદ્વેષ વડે આત્મા ઉપર માટીના થરના થર (કર્મના કચરા) જામી જાય છે અને તુંબડીના દૃષ્ટાંતે તે નીચે જાય છે. તે માટીનાં પડળ જેમ જેમ ઓછાં થતાં જાય છે તેમ તેમ તે તુંબડી ઊંચે આવે છે. તેવી રીતે સદ્‌ગુરુકૃપાએ અને આત્મલક્ષે પુરુષાર્થ થાય તો આઠે પ્રકારના કર્મ–બંધથી છૂટી જીવ ઊંચો આવે છે.

૮૮. જે ઇચ્છવાજોગ નથી જ તેને આ મૂઢ જીવ ઇચ્છી રહ્યો છે, અને ઇચ્છવાયોગ્ય છે તે સંગના યોગે ચૂકી ગયો છે.

૮૯. હું અને મારાપણું ટાળવું છે તો ઉપયોગને અંતરમાં સ્થિર કરી ટકવું જોઈએ. મનુષ્યપણું આત્માનુ સાધન છે. તેનાથી એટલે મનુષ્યપણાથી જ્ઞાનીની વાણી સમજી શકાય છે. અને તે આત્મઉપયોગી કાર્યકારી થાય છે.

૯૦. શ્રીસદ્‌ગુરુશરણ એ સફળતાની કૂંચી છે. નિર્બળનું બળ છે. ઉપસર્ગ ખમે તો વિકાસ થાય અને ન ખમે તો પતન થાય છે.

૯૧. જ્ઞાનીઓના સંગ વગર બાકીનો સંગ જે છે તે બંધનકારક છે, બંધન છે.

૯૨. શ્રીસદ્‌ગુરુને શરણે ગયા પછી જન્મ-મરણ રહેતું નથી.

૯૩. જડમાં મહિમાબુદ્ધિ છે ત્યાં સુધી પ્રભુમાં મહિમાબુદ્ધિ આવે નહિ, એકાગ્રતા આવે નહીં. ચંચળ પરિણામ કરી સાધનાને સ્થિર કરી શકાય નહીં. પાપનો નાશ કરવાવાળા એવા સાધુપુરુષનો સંગ રહેવો જોઈએ અને તેમના અભાવે ગ્રંથનો આધાર લેવો.

ગુરુપૂર્ણિમા

૯૪. સજીવન મૂર્તિ : જિસકે ઘરમેં ચેતન દીપક સદૈવ પ્રગટ હૈ, આત્મજ્યોતિ ઝગમગા રહી હૈ સો હૈ સજીવન મૂર્તિ.

૯૫. જિસ રાસ્તે નહિ જાના હૈ ઉસકા ભી જ્ઞાન ચાહિયે, ઔર જિસ રાસ્તે જાના હૈ ઉસકા ભી જ્ઞાન ચાહિયે. નહિ જાના હૈ વો જ્ઞાન નિષેધરૂપ હૈ, ઔર જાના હૈ વો જ્ઞાન વિધિરૂપ હૈ.

૯૬. જિસ શબ્દકે માધ્યમસે અપને આત્માકા ભાન હો ઉસે કહેતે હૈ મંત્ર. આત્માકા બીજ હૈ. શ્રીસદ્‌ગુરુ વહ બીજ બોતે હૈં. ધૈર્ય રખના ચાહિયે.

૯૭. જિસ પ્રકાર વિશ્વાસકે આધાર પર કિસાન લોગ લાખો મણ અનાજ ધૂલમેં મિલાતે હૈં—બોતે હૈ

ઈસી પ્રકાર ધૈર્ય ઔર દૃઢ વિશ્વાસ રખના ચાહિયે શ્રીસદ્‌ગુરુ પર. તો કાર્ય બનતા હૈ.

૯૮. આત્મભાવનાકો યાદ રખનેવાલા અનુભવિયોંકા જો વચન હૈ – મંત્ર – કહા જાતા હૈ. આત્મભાવના ઔર દેહભાવનાકે આધાર પર મોક્ષ ઔર સંસારકા આધાર હૈ.

૯૯. શ્રીસદ્‌ગુરુકે પાસ જો બીજ હૈ ઉસકે બિના આધ્યાત્મિક ખેતી નહિ હોતી. સદ્‌ગુરુકા જો અવલંબન હૈ ઉપદેશકા, વહી કાફી હૈ. ઈસમેં સાધક ઔર બાધક દોનો કારણ હૈ. સાધક કારણોંકા સ્વીકાર કરકે ચલના ઔર બાધક કે તરફ નજર ભી ન કરના.

૧૦૦. વ્યવહારમાર્ગમેં જો દંભ આ ગયા હૈ, આ રહા હૈ વહ આધ્યાત્મિક પતનસે આ રહા હૈ. હમ યદિ મધ્યસ્થ ભાવસે પક્ષાપાતરહિત ખોજ કરે તો મહાત્મા મિલ સકતે હૈં. ‘મુમુક્ષુકે નેત્ર મહાત્માકો પરખ લેતે હૈ.’

૧૦૧. સજીવન બીજ ‘ સત્પુરુષકી સ્વયં અનુભવવાણી
વંધ્ય બીજ : અનુભવરહિત વાણી.

સત્પુરુષ ઇતને દયાલુ હૈ કિ યદિ વિનયભાવસે ઇનકે ચરણમેં જાવે તો અનંત કૃપા કરકે બોધ-બીજ દેતે હૈ. સત્પુરુષકે ખજાનેકો પરખના બાહ્ય દૃષ્ટિકા કામ નહિ હૈ. અપૂર્વ અંતરદૃષ્ટિકા વિષય હૈ. અમૂલ્ય નિધિકી પહેચાન નહિ હૈ, ઈસ લિયે કદર ભી નહિ હૈ.

૧૦૨. ગુરુપૂર્ણિમાકા દિન યહ બોધ-બીજ ખરીદનેકા

દિન હૈ. સદ્ગુરુકે સન્મુખ હો કર વિનયભક્તિસે યહ બીજ ખરીદા જાતા હૈ. લેનેકી ભી કલા હૈ. યદિ નિશ્ચય હૈ તો સારી પૃથ્વીમેં સે ભી મિલ સકતા હૈ. 'જાગ રે જાગ પ્રમાદિ મોહનિંદ છોડ રે.'

૧૦૩.

## ગુરુપૂર્ણિમા પદ

ગુરુપૂનમ ઉત્તમ ક્ષણે, કરું આત્મસમર્પણ આજ રે,
આપના ચરણે નમી રે.

ચરણે નમી દેહભાન વમી, રમી આજ્ઞા ધર્મે ગુરુરાજ રે...આપના.
સર્વજ્ઞાની સુર આત્મસાક્ષીએ, શરણું સ્વીકારું શિરતાજ રે...આપના
નાથ મારા એક તુંહિ જ આજથી, પરમ કૃપાળુ ગુરુરાજ રે . આપના.
પરિવારિક સમ બીજા બધાથી, વર્તીશ તજી લોકલાજ રે આપના.
વિચારભેદ છતાં ન કરું પ્રીતિભેદ, ધરી અદ્વૈષ ગુણરાજ રે.. આપના.
'સહજાત્મસ્વરૂપ પરમ ગુરુ' મંત્ર, કેવળ બીજ ભવપાજ રે ..આપના.
મારા હૃદયમા આપે વાવી મને, કર્યો અહો! રંકથી રાય રે...આપના.
અહો! અહો! ઉપકાર એ આપનો, ભૂલું ના કદી મહારાજ રે. આપના.
આપકૃપાથી નિજપદ પામ્યો 'સહજાનંદ' સ્વરાજ રે.. આપના.

૧૦૪. સહિ રૂપમેં અપને આપકા સ્વરૂપ જિન્હોંને જાન લિયા હૈ ઉસકા શરન લે લેના વિશ્વાસપૂર્વક. યદિ હમ ભી વાસ્તવિક પાત્ર હો તો અવશ્ય આધ્યાત્મિક ખેતી હો જાયગી. મોક્ષમાર્ગકે દાતા ઉપદેષ્ટા દુર્લભ હૈ, યદિ વે સુલભ હોતા તો મોક્ષભી સુલભ હો જાતા. અનંત કાલસે દુર્લભ સ્થિતિ હૈ.

૧૦૫. જ્ઞાનીયોકા યહ આદેશ હૈ કિ આત્માર્થ સિવાય કોઈ ઇચ્છા ન કરો. સબ મત-મતાગ્રહ છોડ કર અપને આત્માકા સાક્ષાત્કાર કરનેકા સદ્‌ગુરુ આજ્ઞાનુસાર પુરુષાર્થ કરો. અપને આત્માકો જો સમભાવમે રખેગા વહ સહી મોક્ષ પાયેગા, મુક્ત હોગા. જો નિકટમેં નિકટ મુક્તિગામી જીવ હૈ-એકાવતારી-ઐસે પુરુષકી ગાડીમેં બેઠ જાના ચાહિયે.

૧૦૬. સત્પુરુષકી આજ્ઞા ઔર મુદ્રામેં અપની ચિત્તવૃત્તિકો રોકના હી શરનભાવ હૈ. દર્શનગુણ નિર્વિકલ્પ હૈ. એક વસ્તુમેં ચિત્તવૃત્તિકી સ્થિરતા. ઈસી તરહ સત્પુરુષકી મુદ્રામેં ચિત્તકી સ્થિરતા હો જાના વે હૈ એકાગ્રતા.

૧૦૮. જિસે તીરના હૈ ઉસે અપને મનમાને સાધનોકા આગ્રહ ન હોના ચાહિયે. બલ્કિ જિનોને સ્વરૂપસ્થિતિ પ્રાપ્ત કી હૈ ઔર અસલી સાધનસામગ્રી જહાં મિલતી હૈ ઉન પરમ જ્ઞાનીકી મૂર્તિકો હૃદયમંદિરમેં પ્રતિષ્ઠિત કરના ચાહિયે. નિરંતર સ્મરણ હોના ચાહિયે. વીતરાગસ્વભાવ ઔર આત્મભાનકો સ્થિર કરકે સંકલ્પ-વિકલ્પરહિત ઉદયાનુસાર સબ કુછ કરો. સદ્‌ગુરુકી અખંડ આરાધના ભવચ્છેદ કરતી હૈ.

૧૦૯. સદ્‌ગુરુકે ચરણમે મનુમન, વાણી ઔર આત્મા લગા કર સજીવન મૂર્તિકા સ્મરણ હો તો યે ખેતીકા લાભ હોતા હૈ.

૧૧૦. પર વસ્તુમેં ઊઠનેવાલે શુભાશુભ ભાવોકો જિન્હોંને ત્યાગ દિયા હૈ વે મુનિરાજ સુખી હૈ.

૧૧૧. જો વિષયરૂપ યાને ઝેરરૂપ ચીજ હૈ ઉસકે લિયે દિનરાત દૌડતાફિરતા હૈ. જો બિના હકકી ચીજ પર હક જમાતા હૈ ઔર વહ ભી સ્મશાનકી ચીજ પર, વહ ધર્મ નહિ કર સકતા, ધતિંગ કર સકતા હૈ. શરીરમેં આત્મબુદ્ધિ રખ કર કોઈ ધર્મ નહિ પાતે.

૧૧૨. 'ધર્મ હૈ વહાં કર્મ નહીં હૈ ઔર જહાં કર્મ હૈ વહાં ધર્મ નહીં હૈ.'

૧૧૩. ધર્મ મંજિલ પર પહોંચનેકે લિયે પુન્યરૂપ સીડી કામ આતી હૈ. ઉસકી જરૂરત હૈ. લેકિન વહ પુન્યરૂપ સીડી પર ઠેર જાનેકા નહીં હૈ. આગે ચડ જાના હૈ.

૧૧૪. અસત્સંગ અને અસત્ પ્રસંગથી બોધનુ આત્મ-પરિણમન થતું નથી. અસત્ પ્રસંગથી બચવાને માટે આરંભ-પરિગ્રહને મંદ કરવો જોઈએ. પરિગ્રહ-બુદ્ધિ સત્પુરુષ જ મિટાવી શકે છે.

૧૧૫. સંતના એકએક વાકયમાં અનંત આગમ રહ્યાં છે પણ તે અનંતતા જીવને ભાસતી નથી.

૧૧૬. જિસ જ્ઞાનકો દુઃખકી કસોટીમેં નહીં કસા હૈ વહ સમાધિમરણકે કાર્યમેં કામ નહીં આતા.

૧૧૭. દેખના ગલત હૈ ઇસ લિયે સમજના ભી ગલત હૈ. ઔર આચરણ ભી ગલત હૈ. દેહાદિમેં જો આત્મ-બુદ્ધિ હૈ વહ વિપર્યાસ બુદ્ધિ હૈ. પરિગ્રહપ્રેમ—અનંતાનુ-બંધી લોભ. અપને દોષોકો છુપાના અનંતાનુબંધી માયા,

અપને મનકે મતે ચલના અનંતાનુબંધી માન. સન્માર્ગ-દર્શકોં ઔર ઉનકે બોધ પર નિરાદર બુદ્ધિ–અનંતાનુબંધી ક્રોધ. સત્સંગપ્રેમ હી પરિગ્રહપ્રેમકો દૂર કરતા હૈ.

૧૧૮. જબ સદ્‌ગુરુ પ્રતિ પ્રબળ પ્રેમ હો જાય તબ અનંતાનુબંધી ક્રોધ ઘટતા હૈ. ઔર પરિણામમેં સભી કર્મ ઘટને લગતે હૈં.

૧૧૯. જહાં ચેતના આત્માકે પ્રતિ ઝૂકી રહેતી હૈ વહાં આત્મપરિણતિ હૈ. જહાં તુર્યાવસ્થા હૈ વહાં સંપૂર્ણ જ્ઞાન હૈ. સ્વાવલંબી દશા સંપૂર્ણ પ્રાપ્ત ન હો જાય તબ તક સદ્‌ગુરુકા બોધ આવશ્યક હૈ. અનુભૂતિ ધારાસે નીચે ઉતરના હી પ્રમાદ હૈ.

૧૨૦. માર્ગાનુસારિતા વાલેકો આત્મદર્શન હોના સંભવ હૈ. માર્ગાનુસારિતાકે હેતુ યહ માનવજીવન હ. મનકો આત્મઘરમેં વસાને વાલા હી મનુષ્ય હૈ.

૧૨૧. મુનિની ત્રણ શ્રેણી : સામાન્ય મુનિ, ઉપાધ્યાય મુનિ અને આચાર્ય મુનિ. આચાર્યલબ્ધિ સંપન્ન હોય તે આચાર્ય કહેવાય.

'શ્રીસુધર્મા સ્વામી કેવળી પ્રથમ યુગપ્રધાન હતા.'

૧૨૨. યુગપ્રધાન પુરુષો ક્ષાયિક સમ્યક્ દ્રષ્ટા હોય છે, બીજ કેવળી હોય છે. ઇન્દ્ર પણ તેમની તીર્થંકરની માફક આરાધના કરે છે.

૧૨૩. દિશાસન્મુખ કરના ઉપદેશકા કાર્ય હૈ. સિદ્ધાંત-બોધકા જન્મ હી ઉપદેશબોધકે જરિએ હો સકતા હૈ, વૈરાગ્ય

ઔર ઉપશમ જબ તક નહીં હૈ તબ તક દેહાત્મબુદ્ધિ દૂર નહીં હો સકતી. ઉસકો હટાનેકે લિયે ઉપદેશકી પ્રથમ આવશ્યકતા હૈ. ઔર ઉસકે બાદ સિદ્ધાંતબોધ કાર્યકારી હોતા હૈ. સ્વદ્રવ્ય ઔર પરદ્રવ્ય સંબંધી મનમેં જો વિકલ્પ ઊઠતે હૈં ઉન્હે શાંત કિયે બિના સિદ્ધાંતબોધકા વાસ્તવિક લાભ નહીં હોતા.

૧૨૪. જ્યાં સુધી શ્રીસદ્‌ગુરુ પાસેથી સમ્યગ્ જ્ઞાન નથી મળ્યું ત્યાં સુધી બધું અજ્ઞાન છે. જે જ્ઞાનની કૃપાએ દર્શનસમ્યગ્ થાય છે તે જ્ઞાન સદ્‌ગુરુકૃપાએ પ્રાપ્ત થાય છે, અને દર્શન શુદ્ધ થાય છે.

૧૨૫. પ્રત્યક્ષ વાણી તે ભાવઆગમ.

પુસ્તક રૂપે તે સ્થાપનાઆગમ.

કંઠસ્થ હોય પણ ઉપયોગમાં ન આવે તે દ્રવ્યઆગમ.

તેની સંજ્ઞા તે નામઆગમ.

૧૨૬. ઇચ્છાની અપૂર્તિમાં જીવી શકાય છે. આવશ્યકતાની અપૂર્તિમાં જીવી શકાતું નથી.

૧૨૭ (પદ : સ્વકંઠે ગાયેલ)

અવસર હાથ આવ્યો અણમોલ. અવસર.
ઝટપટ કરી લે આત્મશુદ્ધિ તું, સદ્‌ગુરુશરણ ખોળ. અવસર.
લોકલાજ તું શું ધરે મૂરખ, કાં કરે ટાલમટોલ? અવસર.
તર્કવિતર્કને નિજ જન જડધન, દેહભાન સૌ છોડ. અવસર.
પરમ કૃપાળુ શરણે થા તું, ભક્તિરંગે તરબોળ. અવસર.
પરમ ગુરુ સહજાત્મસ્વરૂપ તું, રટરટ મંત્ર અમોલ. અવસર.
આત્મસિદ્ધિના માર્ગ ખરો એ, 'સહજાનંદ' રંગરોળ.
અવસર.

૧૨૮. (પદ સ્તક ઠે ગાયેલ)

સફળ થયો ભવ મ્હારો હો ... કૃપાળુ દેવ
પામી શરણુ તમારુ હો ... કૃપાળુ દેવ
કળિકાળે આ જણુ ભરતે, દેહ ધર્યો નિજ પર હિત શરતે
ટાળ્યુ મોહઅંધારુ હો .. કૃપાળુ દેવ
ધર્મઢોંગને દૂર હટાવી, આત્મધર્મની જ્યોત જગાવી
કર્યું ચેતન-જડ ન્યારુ હો . કૃપાળુ દેવ
સમ્યગ્‌દર્શન જ્ઞાનરમણુતા, ત્રિવિધ કર્મની ટાળી મમતા
'સહજાનંદ' લહ્યુ પ્યારું હો . . કૃપાળુ દેવ

૧૨૯. વિનય = વિશિષ્ટ પદ. સદ્‌ગુરુ પાસે લઈ જાય તે વિનય. વિવેક = જડ-ચેતન ભિન્નપણે જાણવું તે વિવેક. વિરક્તિ = વૈરાગ્ય. વિજ્ઞાનઘન = આત્મધન. આત્મવૈભવ. આ શ્રી સદ્‌ગુરુકૃપાએ થાય છે.

૧૩૦. નાસ્તિક ધર્મકે માધ્યમસે ભૂલ બતાઈ જાતી હૈં ઔર આસ્તિક ધર્મકે માધ્યમસે આરાધના કી જાતી હૈ.

૧૩૧. જિનકી તારકશક્તિ અપને સમયમેં અદ્‌ભુત હૈ વે ઈસી સમયકે યુગપ્રધાન હૈ.

૧૩૨. રૂપીમાર્ગમેં ભી માર્ગદર્શકકી આવશ્યકતા હૈ તો અરૂપી માર્ગમેં નહિ હૈ ક્યા ?

૧૩૩. કોઈ પણ વસ્તુ સમજવી હોય તો કાર્યકારણ-ન્યાયથી સમજવી જોઈએ, તો સમજાય. કારણ-સામગ્રીથી ઉપાદાન-સામગ્રી કાર્યરૂપતાને ધારણ કરે છે.

૧૩૪. નિમિત્ત-સામગ્રી. દેવ, ગુરુ, ધર્મ. તેના ઉપર શ્રદ્ધા રાખી કાર્ય કરવું. જીવ એ પ્રેરકતત્ત્વ છે.

૧૩૫. 'શુભાશુભ કલ્પના ન ઊઠને દેના ધર્મ હૈ.'

૧૩૬. 'દેવગુરુપદ—ધર્મ પ્રાપ્ત કરવા માટે એ સાધન છે.'

૧૩૭. શરીર ઔર આત્મા એકરૂપ હમ માનતે હે જો જ્ઞાનીઓને અલગ અલગ અનુભવસે દેખા હ. શરીરકા વિયોગ વો મૃત્યુ હૈ.

૧૩૮. 'ભિન્નતાકે ભાનસે મૃત્યુકા ભય ચલા જાતા હૈ. ટીકતા નહીં.'

૧૩૯. 'જ્ઞાન યદિ ફ્લિટર હો ગયા તો આયુબંધ કુબ ઔર કૈસે હુઆ ઇનકા પતા લગ જાતા હૈ.'

૧૪૦. 'સર્વકેવલી—પૂર્ણ અવસ્થા.' 'બીજકેવલી—આત્મજ્ઞાની સત્પુરુષ'

'ભગવાન યાને જ્ઞાનવાન'

૧૪૧. ભવરોગ : બાર બાર જન્મ લેના ઔર બાર બાર મરણ હોના યે હૈ ભવરોગ. સ્થાયી શાંતિકા કભી અનુભવ નહિ હોતા. કેવળ અશાંતિકા હી અનુભવ હોતા હૈ. આધિ, વ્યાધિ, ઉપાધિમેં આત્મા ત્રિવિધ તાપાગ્નિસે સંતપ્ત હૈ ઔર વે ભવરોગ હૈ.

૧૪૨. 'શ્રીસદ્‌ગુરુ ભવરોગકો મિટાનેમેં ઉત્કૃષ્ટ વૈદ્ય હૈ. સ્વયં શાંત દશામેં રહેતે હૈ, શાંતિ સ્વરૂપ હૈ.' 'માત્ર દૃષ્ટિકિ ભૂલ હૈ', દેખનેવાલે કો દેખો.

૧૪૩. ભવરોગકી ઔષધ હ — ઉપદેશબોધ. યે દવા ખાયે બિના, પચાયે બિના ભવરોગ મિટતા નહિ હૈ.

૧૪૪ આત્મદર્શનકે લિયે મનકો સ્થિર રખના અનિવાર્ય હૈ. અચ્છીબૂરી કલ્પના નહીં કરના યે સંવરક્રિયા. ઔર વે મનકી સ્થિરતા બિના નહીં હોતી. સ્થિરતા કે બિના આત્મદર્શન નહીં હો પાતા.

૧૪૫. દેવતત્ત્વકે પ્રતિ ઇશારા કરતે અપને આત્માકા સ્વરૂપ શ્રીસદ્‌ગુરુ દીખાતા હૈ.

૧૪૬. અપને આપકી શુદ્ધતાકી જો અનુભૂતિ હૈ, વો હૈ અવ્યાબાધ સુખ. આત્મા સ્વયં અવ્યાબાધ સુખ-સ્વરૂપ હૈ. અપને આપકા ભાન ન છૂટ જાય યે સમકિતકી ક્રિયા હૈ. 'સમકિતરૂપ ક્રિયા.'

૧૪૭. 'કહાંસે આયા ઉસકા પતા નહીં, ઔર કહાં જાના હૈ ઉસકા નિર્ણય નહીં, વે પાગલ હૈ.'

૧૪૮. અપને આપકા ભાન રખના યે તીર્થંકરોકી સ્કૂલકા પહેલા પાઠ હૈ. યે ઘૂટાઈ કરના હોગા કે મૈં આત્મા હું. ઔર ઇસ ભાનકે સાથ સભી ક્રિયાએ સફલ હોગી. નહિ તો નિષ્ફળ યાને મોક્ષકે લિયે કામ આતી નહીં. 'ધર્મ યાને મનકી ધરપકડ.'

૧૪૯. 'આત્મભાનવાલે રાગ-દ્વેષકી ચક્કીમેં પિસાતે નહિં.' સદ્‌ગુરુકી શિક્ષા દ્વારા હી ભ્રમ મિટ સકતા હૈ.

૧૫૦. યદિ આત્માકા ભાન નહિ આયા, તો સત્સંગમે

રહે યા અસત્સંગમેં—દોનો બરાબર હૈ. 'સત્સંગસે હિ આત્માકા ભાન હોતા હૈ.'

૧૫૧. 'વિશ્વાસ રખના યે હૈ નિમિત્ત રૂપ સમકિત. ઔર આત્માકા સતત ભાન રખના યે હૈ પરમાર્થ સમકિત.'

૧૫૨. સુખ આત્મખજાને મેં હૈ. ઔર ઉસ પર હમારા હક હૈ લેકિન શાતા-અશાતાકે કર્મોકા ઢેર જો લગા હૈ ઉસકો હટાના પડેગા, ઔર ફિર અપના સુખ આપકો મિલેગા. સ્વાધીનતા હી સુખકા લક્ષણ હૈ, ઔર પરાધિનતા હી દુઃખકા લક્ષણ હૈ જબ તક આંખે ખૂલી હે તબ તક મુસીબત હૈ. મુસીબત તો ખડી હી હૈ. ઔર યહી સંસાર હૈ. જ્યાદામેં જ્યાદા યે પરિસ્થિતિયાં શરીર તક હૈ. 'શુભાશુભ કલ્પનાકો દે દો છુટ્ટીપાની.'

૧૫૩. અગર અંજન કરને વાલા શ્રીસદ્‌ગુરુ મિલે તો આત્મજ્યોતિ ઝલકતી હૈ, ઔર આત્મદર્શન હોતા હૈ. અપના કર્તવ્ય આત્મકા ભાન રખના હૈ. ઇષ્ટાનિષ્ટ કલ્પના નહીં ઊઠને દેના. ઉસકો હી ધર્મ કહતે હૈં. શુભાશુભ કલ્પનાકા ન ઊઠના હી શાંતિ હૈ.

૧૫૪. 'તીર્થંકરોને વેષ ધારણ નહીં કિયા. લેકિન વેષ જો થા ઉસકા પરિત્યાગ કિયા. ઔર જો આયુકર્મ તક ત્યાગ નહિં હો સકતા ઉસકો રખ લિયા' પરમાત્મા એકપદ હૈ. જ્ઞાનનિષ્ઠાસે હેતા હૈ આત્મદર્શનકા ક્રમ.

૧૫૫. ઉપસર્ગકા સમય આયા ઐસી સ્થિતિમેં યદિ હમ સત્સંગકો પા ચૂકે હૈં તો દેહભાનકો છોડ કર આત્મભાવમેં સ્થિર હો જાવે તો એક અપૂર્વ મોકા પ્રાપ્ત હો

કર નયે નયે અનુભવ હોતા હૈ. ઐસે નહીં રહા જાતા તો પરમાત્માકો હૃદયમેં સ્થિર કર કે આત્મામેં પરમાત્માકી ભાવના કરો. તો વહ પ્રતિકૂલતા પલટ જાયગી ઔર અનુકૂળતા હો જાયગી.

૧૫૬. જો પ્રતિકૂલતા હૈ વો સંસારકો તેરનેકે લિયે અનુકૂળતા હૈ. અનુકૂળતાવાલેકો આત્માનુભૂતિ ઔર પરમાત્માનુભૂતિ બહોત બહોત કઠિન હૈ. 'અનુકૂળતા આધ્યાત્મિક આફત છે.' દુન્યવી પ્રતિકૂળતાકા આના, યે આત્મ-ઉત્થાનકે લિયે અનિવાર્ય હૈ. આત્માનુભૂતિકે લિયે અનિવાર્ય હૈ.

૧૫૭. સત્પુરુષકે આશ્રયમેં રહ કરકે યે પ્રતીતિ કર લી હૈ કિ આત્મા ઔર દેહ અલગ હૈ, ઔર અનુભવમેં આને લગે તો પરમાત્મપદકી પ્રાપ્તિ હો સકતી હૈ.

૧૫૮. 'જ્ઞાનીકા ધ્યાન હમકો સંસારરૂપ બંધનસે મુક્તિ દિલાતા હૈ.'

૧૫૯. 'જ્ઞાનીઓંકા અવિનય, અનાદર આદિસે જ્ઞાન-પ્રાપ્તિમેં દિવાર હોતી હૈ. જ્ઞાની મિલે ફિર ભી લાભ નહીં હોતા.' જ્ઞાનીયોકે જ્ઞાનકી કદર નહિ હોને દેતા — અજ્ઞાન. યે આવરણસે જ્ઞાનીયોકો જ્ઞાનીરૂપમેં પહેચાન નહીં સકતા. વિચારનેકા યોગ હોતા નહીં. મિલતે હૈં, સુનતે હૈં, લેકિન શ્રદ્ધા નહીં હોતી.

૧૬૦. એક ચીજ પર બધાની નજર છતાં તેની

પરખ જુદી જુદી હોય. દૃષ્ટિ અનુસાર સૃષ્ટિ, આ ન્યાયસિદ્ધ વાત છે.

૧૬૧. હૃદયમાં એકમાત્ર પ્રત્યક્ષ જ્ઞાનાવતાર પરમ કૃપાળુ દેવને જ સ્થિર કરી તેમના જ ચરણોમાં સર્વસ્વ સમર્પણ કરી તેમના જ અખંડ સ્મરણ અને અખંડ શરણને ટકાવી સત્સંગ કર્યા કરો. હૃદયમાં ઉપાસ્યરૂપે બીજા કોઈ ને સ્થાન નહિ આપો. બીજાને સાધર્મી ગણી કેવળ એક પરમ કૃપાળુમાં જ નિષ્ઠા રાખી તેમને આરાધો. આ દેહે આટલું સધાય તો ઘણું છે. 'ક્ષણ લાખેણો રે જાય.'

૧૬૨. અખિલ વિશ્વમાં અનાદિથી અત્યાર સુધી આ મૂઢ જીવ અપૂર્વને પામ્યો નથી. જે કાંઈ પામ્યો છે તે બધું પૂર્વાનુપૂર્વ. 'અપૂર્વ પુરુષની અપૂર્વ વાણીની અપૂર્વ વર્ષા વિના કોઈનેય તે અપૂર્વ સ્વરૂપ સંપ્રાપ્ત થયું નથી, થતું નથી અને થનાર નથી.' અપૂર્વ વાણીની અપૂર્વ વર્ષા વડે ભીંજાયેલા હૃદયમા તે નૂતન અથવા અપૂર્વ અને આશ્ચર્યકારક સ્વરૂપ પ્રગટે છે જેથી સંતોષ અને પ્રસન્નતા વેદાય છે.

૧૬૩. અહીં આવ્યા પછી આ આત્માને એક એવો નિશ્ચય થયો છે કે : આ દેહ છોડીને આ આત્મા ત્યાં જ પહોંચશે કે જ્યાં કૃપાળુ દેવ છે. વચ્ચે રખડવાનું મટી ગયું. હવે તે પદ માટે અધિક પુરુષાર્થ જ કર્યા કરવો, દુનિયા ભણી જોવું જ નહીં. સમજીને સમાઈ જવું. માત્ર

જ્ઞાનીઓના અવલંબને ભેઠ બાંધીને મંડચા રહેવું. જોકે આ સમજ અનુસાર પુરુષાર્થ થતો નથી એ ભાગ્યની મંદતા છે. છતાં ભટકવાનો ભય નથી. કૃપાળુની કૃપા સમજવી કે એમના આશ્રયે અને નિશ્ચયે દરેક જીવ આ કાળે નિકટ ભવ્ય બની શકે છે.

૧૬૪. ઉત્કૃષ્ટ ભાવે આશ્રય અને નિશ્ચય થયે ચાલુ દેહ ફગાવીને તેમના જ ચરણને ભેટી શકાય છે. માટે જેમને જલદી તરવું છે તેમણે તો પોતાના ભાવોમાં તેજી રાખવી. આ બજારમાં નાણાંભીડ કે રાજતંત્ર નડતું નથી. કુટુંબકાજ પણ બાધ્ય નથી. માત્ર પોતાનો પરમ પુરુષ વિશેનો આશ્રય અને નિશ્ચય અફર રહેવો જોઈએ. દુનિયા બદલતી રહો પણ પોતાનો જ્ઞાની પ્રત્યેનો શરણભાવ ન બદલે તો બેડો પાર. આ રહસ્યનું પોષણ જ કૃપાળુ દેવે સર્વત્ર આલેખ્યું છે. 'આ જ ધર્મનો ધોરી માર્ગ છે.' એ માર્ગે જ આપણે વહેલા વહેલા આગેકૂચ કરીએ એવું બળ પરમ કૃપાળુ દેવ સદૈવ આપો.

'વીરના માર્ગે વીર થઈને જ ચાલી શકાય.'

૧૬૫. દિવ્યચક્ષુની પ્રાપ્તિ માટે દેવતા દિવ્ય દૃષ્ટિવાળા સદ્ગુરુની જ સેવા અનિવાર્ય છે. જે કોઈ તેવા સદ્ગુરુની ચરણસેવા કરે છે તે જ આત્મસાક્ષાત્કાર કરી શકે છે, બીજો નહીં. જો તને આત્મસાક્ષાત્કારની પિપાસા છે અને તેને શાંત કરવાની આવશ્યકતા છે તો તે તે જ રીતિ છે.

૧૬૬. ગુરુગમ વિના જ્ઞાનપ્રાપ્તિ કોઈને ન

થતી નથી. આ મર્યાદા નવી નથી પણ અનાદિકાલીન છે. આ મર્યાદાથી જ આ કળિકાળમાં પણ કેટલાય પુરુષોએ આ અભંગ વસ્તુનો અર્થાત્ આત્માનો સાક્ષાત્કાર કર્યો છે. આ કોરી કલ્પના અથવા અતીન્દ્રિય જ્ઞાનનો મિથ્યા મદ નથી પણ અનુભવકથન છે.

૧૯૭. જ્યાં સુધી તારી અંતરની આંખ ખૂલી નથી ત્યાં સુધી ભલા તુ માર્ગદર્શક કેમ થઈ શકે ? કારણ કે અંધ છે. માટે ભાઈ તું ઉપદેશ આપવાનુ માંડી વાળ અને ઉપદેશ લેતાં શીખ. આ તારું પ્રથમ કર્તવ્ય છે. તું જ્ઞાનીઓની દેખાદેખી ન કર. કેમ કે જ્ઞાનીઓની દુનિયા આ બધી આંધળી દુનિયાથી ન્યારી છે માટે તારાથી તે કળી શકાય તેમ નથી. જ્યાં સુધી તે અનુપમ અત્યંત કૃપા પ્રાપ્ત કરીને આત્મલક્ષ નથી સાધ્યું ત્યાં સુધી તારી દૃષ્ટિ અને ચાલ ઊલટી દિશામાં છે, અને ત્યાં સુધી તારાં તપ, જપ અને વ્રત આદિ બધાંય સાધનો સંસાર-પરિભ્રમણનાં જ પોષક છે, નાશક નહિ.

૧૯૮. જો તારે કૃપાપાત્ર બનવું હોય તો તું મનને મતે દોડવાનુ મૂકી દે. બીજા બધાય પ્રતિબંધો તોડીને તું ઝટપટ કોઈ દેખતા પુરુષની પાછળ—સત્પુરુષની પાછળ લાગી જા. આ જ તારા હિતની વાત છે માટે માન્ય કર.

૧૯૯. ભાવમનનો અભાવ કરી જેઓ સ્વભાવમાં સ્થિર થયા તે પરમાત્મસ્વરૂપ પરમ કૃપાળુ શ્રીમદ્ રાજચંદ્ર દેવના ચરણારવિંદમાં ભાવમન અર્પણ કરી હે જીવ ! તું

સ્વભાવમાં સ્થિર થા! સ્વભાવમાં સ્થિર થા!! કારણ કે સ્વભાવમાં સ્થિર થયા વિના તને સ્વભાન પ્રગટશે નહિ, દેહભાન ટળશે નહિ અને અનંત ગર્વ ગળશે નહીં. માટે હે જીવ! તું તારા ઉપર દયા લાવીને તે પરમ કૃપાળુના ચરણે ભાવમન અર્પણ કર, ઢીલ ન કર.

૧૭૦. કાળ બહુ જ દુષમપણે દેખાય છે. મૂળ માર્ગની પકડ વિરલ જીવોમાં દેખાય છે. બાકી તો મૂળ પુરુષને નામમાત્રથી પકડી 'હું જાણું છું' એવો ભાવ સેવનારા જ્ઞાનીપણાનો દાવો કરતા જણાય છે.

૧૭૧. સનત્કુમાર ચક્રિવત્ આ યુગના અધ્યાત્મ-ચક્રવતી પરમ કૃપાળુ દેવના દેહમાંય આધિદેવે સ્થિરતા કરી. હાડકાંના માળા તુલ્ય શરીરે દેખાવ દીધો. છતાં જેમણે આત્મામાં જરાય સિસકારો ભર્યો નહોતો. અનેક સિદ્ધિઓ હાજર છતાં 'આત્મસિદ્ધિ' સિવાય તે સિદ્ધિઓને અન્ય અભિપ્રાયે ખચી નહોતી. ક્વચિત્ પરાર્થે શ્રી ડુંગરશીભાઈના અભિમાનને ગાળવા તેમ જ ટોકરશીભાઈ જેવા ભક્તોને સમાધિ પમાડવા આત્મઐશ્વર્ય દાખવ્યું. પણ સ્વદેહ અર્થે સદૈવ નિઃસ્પૃહ રહ્યા. તે પરમ કૃપાળુની આત્મનિષ્ઠાને રોમાંચિત ભાવે ફરી ફરી નમસ્કાર હો.

૧૭૨. પરમ કૃપાળુ દેવનો આશ્રય અને દૃઢ નિશ્ચય ગ્રહણ કરીને અખંડ મંત્રસ્મરણ, અખંડ આત્મલક્ષ, અખંડ આત્મપ્રતીતિ, અખંડ આત્માનુભૂતિધારાને આરાધો. હવે જાગ્યા છો તો તે ધારાની જ પકડ કરી લો. જ્યોતિ

જગાઓ. આ અલૌકિક માર્ગનો મહિમા વાણી દ્વારા કથી શકાય તેમ નથી, તો લખીને શું આલેખી શકે ? શુષ્ક જ્ઞાની અને ક્રિયાજડોનું ગજું નથી કે તેઓ આ મહારસ ચાખી શકે. કેવળ વાગાડંબરથી તે રસનું એક ટીપું પણ મળી શકે તેમ નથી.

૧૭૩. આ મસાણુની રાખના પોટકામાં પોતીકુ કરી તેના સુખે સુખી અને તેના દુઃખે દુઃખી થઈ પૂર્વે અનંત વાર આત્મા ગાળ્યો. તેમના અંતઃકરણમાં અસલી જ્ઞાનની એક ચિનગારી પણ પ્રગટી નથી. તે પ્રગટાવવા ભણી ખરી લગની લાગી નથી, લગાડતાં નથી. ત્યાં પછી તેમણે ભવરોગથી છૂટવાની આશા કરવી પણ નકામી છે. ખાલી વાતે વડા ન થાય. વડાં થતાં થતાં કેટલી પરીક્ષાઓમાંથી પસાર થવું પડે છે એ ભૂલી જવાનું નથી.

૧૭૪. પરમ કૃપાળુની આ અમૂલ્ય વાણીનો જે કોઈ પરિચય કરશે તેના અંતરમાં અપૂર્વ આત્મજાગૃતિ પ્રગટી આત્મહિતનો ખ્યાલ થયા વિના રહેશે નહી. આ કાળે આ સદ્‌ગુરુ-પ્રસાદ મહાભાગ્યે પ્રાપ્ત થયો છે.

૧૭૫. જો પરમ કૃપાળુનું શરણુ અને સ્મરણુ અખંડ રાખશો અને આયુબંધનો પ્રસંગ થશે તો સ્પેશિયલ ટ્રેનની સીધી ટિકિટ મળશે. વચ્ચેનાં જંકશનોમાં ગાડી બદલવી નહિ પડે અને કોઈ ઠેકાણે અર્થાત્‌ વચ્ચે આવતાં ઘણાં સ્ટેશનોમાં ખોટી નહીં થવું પડે. અનંત ભવ કપાઈ એકાવતારીપણું સિદ્ધ થાય એવું કૃપાળુના શરણુ અને

સ્મરણુમાં બળ છે. એનું માહાત્મ્ય જ એવું છે કે જે નિકટભવિ જ સમજી શકે.

૧૭૬. એક એક શ્વાસ કેટલો અમૂલ્ય છે, તેનો ખર્ચ કેવી રીતે કરવો ઘટે આ વિચાર પ્રતિક્ષણ કરવો યોગ્ય છે. જેના ખર્ચ વખતે જે આયુ બંધાય તે શ્વાસ તો અત્યંત મૂલ્યવાન છે કે જેથી ભાવિનું સ્થાન નક્કી થાય છે. કયે શ્વાસે આયુ બંધાશે એની જેને ખબર ન હોય તેણે કેટલા સાવધાન રહેવું ઘટે છે તે વિચારશો તો અપૂર્વ જાગૃતિ રહેશે.

૧૭૭. મૃત્યુશૈયા પર સૂતી વખતે દુનિયાભરનો ખજાનો કામ આવનાર નથી, સાથે લઈ જઈ શકાશે નહીં. આ ખરી વાત કહેનારા દુનિયામાં થોડા જ મળશે. બાકી હા જી હા કરનારાઓની વાતોથી રાજી થતો જીવ પાજી થઈ બાજી હારી જાય છે. એવા રાજીપાથી આત્મહિત નથી જ એમ કૃપાળુ દેવ કહે છે. હું રિદ્ધિ આદિથી મોટો છું એવું અભિમાન જ્ઞાનીયોથી લેવા યોગ્ય લાભ, તેનાથી વંચિત રખાવે છે.

૧૭૮. આત્મભાનની પકડ કર્યા વિના છૂટકો જ નથી. તેની સુદૃઢ ધારણા અભ્યાસમાં અવશ્ય લેવી. આ સ્વપ્નાની સુખડીથી ભૂખ ભાંગે તેમ નથી. અસલી સુખડી પરમ કૃપાળુ દેવના સાકાર-સ્વરૂપની હૃદયમંદિરમાં સ્થાપના કર્યે જ મળનાર છે. તેમાં પ્રમાદ કેમ ? માટે આ અટપટી

ખટપટ મૂકી ઝટપટ હૃદયમંદિરમાં પરમ કૃપાળુની સ્થાપના કરી લો. બાહ્ય મંદિરોની પ્રતિષ્ઠા અંતરંગ પ્રતિષ્ઠાવિધિ જાણવા માટેની માત્ર શિક્ષા છે. જો તેને જીવનમાં ન ઉતારી તો ભવરોગ ટળશે નહીં. આ વાત હૃદયમાં કોતરી રાખવા જેવી છે.

૧૭૯. સત્સંગમાં એકચિત્ત થયા વિના સત્સ્વરૂપ એવા પોતાના આત્માની પકડ થઈ શકતી નથી. અને આત્માને પકડયા વિના આ છાણુમાટીના કોઠાઓની ભુલભુલૈયામાંથી જીવ બહાર નીકળી શકતો નથી. જ્યારે સાધક જીવ સત્સાધનમાં એકચિત્ત થાય ત્યારે તેની દશા એવી થઈ જાય છે કે તેને બહારની દુનિયાનું યાવત્ પોતાના ખોળિયાનુયે ભાન ન રહે. એવી દશાવાળો જીવ સાચો સાધક થઈ સમાધિમરણનો અધિકારી ગણાય.

૧૮૦. ખોળિયું છોડીને જતો જીવ જો પોતાની વૃત્તિ ખોળિયામા જ રાખીને જાય તો તે અવગતિયો થાય. પોતે પિડાય અને બીજાને પણ પીડે. જેને અવગતિ અને પીડાના પ્રયોગથી બચવુ હોય તેણે તો મૃત્યુ પહેલાં જ ખોળિયામાંથી વૃત્તિ અસંગ કરી તેને આત્મામાં જોડી સ્થિતિસ્થાપક દશા સિદ્ધ કરી લેવી જોઈએ કે જે દશામાં પોતાનું નહિ પણ પોતાના સંસારનુ જ મૃત્યુ થઈ જાય. સ્થિતિસ્થાપક દશા જે સાધનથી થાય તે સાધન જ સત્સાધન કહી શકાય. બાકીનાં સાધનો સાધનાભાસ ગણાય. તે સત્સાધન જેના સંગથી પોતાના અંગમાં રગેરગમાં રમી

જાય તે સંગ તે જ સત્સંગ કહી શકાય. બાકીનો બધો પતંગિયો રંગ !

૧૮૧. આ છાણમાટીના કોઠલામાં ક્યાં સુધી કેદીપણે રહેવું છે ? હે જીવ ! જાગ્રત થા ! જાગ્રત થા ! ! તું તારું હિત છોડી આ કોઠલાના મોહે ક્યાં ક્યાં ભટકી આવ્યો તે ભણી જરા નજર કર. તું કેવા કેવા કોઠલામાં પુરાયો ? તે કોઠલાને 'હું' માનીને કેવા કેવા અનર્થ આચર્યા ? જો કાંઈ સાર્થક્ય સાધ્યું હોય તો તે હિસાબ બતાવ, અંતરમાં જો. અજવાળું કરીને જો. અંધારાનાં લેખાં-જોખાં ન થઈ શકે. છતાં કરેલાં હોય તો તે પ્રકાશમાં તપાસવાથી ખોટાં ઠરશે. માટે હે જીવ ! તું બધી ખટપટ છોડી તારા અંતરના ઓરડામાં ઝટપટ જ્યોતિ જગાવ અને તારો હિસાબ તપાસ.

૧૮૨. દેહગેહનો સ્નેહસંસાર પરિભ્રમણ કરાવે છે. જ્યારે સત્સંગનો સ્નેહ તેથી બચાવે છે. માટે કોઈ પણ પ્રકારે સત્સંગમાં જ નિવાસ ઇચ્છવો. સત્સંગની એકનિષ્ઠાથી ઉપાસના કરવી. દેહાધ્યાસને ટાળી સ્વરૂપમાં જ તન્મય રહેવું. બાકીનું જીવન નકામું છે.

૧૮૩. પ્ર૦ : શું માયાની મોહજાળ અને બંધન એવું છે કે તે છોડયું છૂટે નહીં ? ઉ૦ : આપ જેવા વયોવૃદ્ધ મુમુક્ષુના હૃદયમાં આવો નિર્ણય હોય એ આશ્ચર્યની વાત અથવા આ કળિયુગ કેવળીના અંતેવાસી માટે અચ્છેરું ગણાય ! આવી કાયરતા કૃપાળુ દેવના આશ્રિતોને

કોઈ રીતે છાજે નહીં. જ્યાં શરીર પણ નિશ્ચયે છૂટી જનાર છે ત્યાં આ કાયાની છાયા જેવી માયા ક્યાં લગી રહી શકશે ? જેણે જ્ઞાની પુરુષનાં દર્શન કર્યાં છે તેને આ જડ–ધન બધું પૃથ્વીના વિકારરૂપે ભાસ્યા વિના કેમ રહે ? તેમ છતાં જો ન ભાસે તો તેણે જ્ઞાની પુરુષનાં દર્શન કર્યાં છે એમ કેમ માની શકાય ?

૧૮૪. 'દેહ અર્થે આત્મા અનંત વાર ગાળ્યો. પરંતુ હવે આત્મા અર્થે જ દેહ ગાળવો' એ નિર્ણય વર્તે છે. જેથી આત્માનું સ્મરણ, ધ્યાન, પ્રતીતિ, લક્ષ અને અનુભૂતિની અખંડતા સાધવાના પુરુષાર્થમાં જ ત્રણે યોગની પ્રવૃત્તિ કરતાં કરતાં દેહ પડી જાય છતાં તેની દરકાર ન કરવી એવી સહજ પ્રકૃતિ બનતી જાય છે. શાતા અને અશાતાનાં બન્ને વેદનીયકર્મની અવસ્થાઓ અસ્પર્શ્ય સમજી તે ભણી ઉદાસીન રહી માત્ર આત્મસમાધિ માર્ગને ભજ્યા કરવું. એ સિવાય કોઈ રોમમાંય બીજી ઇચ્છા જાગવા ન દેવી. તથારૂપ પ્રયત્ન કર્યા જ રહેવું એવો નિશ્ચયભાવ હૃદયને હળવા ફૂલ જેવું રાખતો આવે છે. અને એ જ શ્રી પરમ કૃપાળુની પરમ કૃપા સમજાય છે. જય થાઓ પરમ કૃપાળુ દેવની ! ! !

૧૮૫. શાતાની લાલચ ભૂંડી છે જે વડે જીવ શાતાનો ભિખારી થઈ આત્મવૈભવનું જ્ઞાનભાન પ્રગટાવી શકતો નથી. જે આત્મવૈભવની સાથે સમસ્ત વિશ્વનો જડ વૈભવ વિષ્ટા તુલ્ય જ છે તે આત્મવભવ પોતાના ઘટમાં રહેલ હોવા છતાં તે ભણી પીઠ દઈ બહારના વિષ–તુલ્ય વિષય-

વનમાં વિષયોની અનુકૂળતા મેળવવા, મળ્યા પછી તેમાં જ આસક્ત રહેવામાં અનંત ગુણ વિશિષ્ટ અશાંતિ ભોગવવી પડે છે. છતાં જીવ શાતાની લાલચ છોડવા તૈયાર નથી એ જ એની મૂઢતા બહુલ-સંસારીપણું બતાવી આપે છે. તેમ જ તે માટે પોતાની શક્તિ વાપરે છે તેથી તેને વિરુદ્ધ સ્વભાવવાળો આત્મવૈભવ કે જે કેવળ નિર્દોષ સુખ, નિર્દોષ આનંદમય જ છે, તે કેમ પ્રાપ્ત થઈ શકે? શાતાની લાલચે એક ભવના અલ્પ સુખની પાછળ અનંત જન્મોનાં અનંત દુઃખ વેઠ્યાં, ચોર્યાશીના ચાબખા સહ્યા, છતાં હજુ જીવ ચેતતો નથી. 'જે જાગતો છતાં સૂતો હોય તેને જગાડનાર કેવા પ્રકારે જગાડી શકે?' આ પ્રકારે એકાંતમાં પોતાની દશાનો વહીવટ તપાસતા રહી પોતાના જીવને શિખામણ આપતા રહેશો તો બહુ લાભ થશે એવો જ્ઞાનીઓનો અનુભવ છે.

૧૮૬. ભગવાન મહાવીરનો સાડા બાર વર્ષનો સાધનાકાળ ચિંતવી જીવનમાં લ્યો. શ્રી ગજસુકુમાર મુનિ, શ્રી મેતાર્ય મુનિ, શ્રી ખંધક મુનિ આદિ મહાપુરુષોનાં પ્રેરક ચારિત્રોની ચર્ચાવિચારણા પણ સત્સંગમાં કરો. મને અનુભવપૂર્વક ખાતરી છે કે તેથી બળ વધશે.

૧૮૭. દેહ તો માટી છે અને તે મફતમાં મળે છે. તેની આટલી બધી ચિંતા શી? આત્મા અચિંત્ય ચિંતામણિ રત્ન છે. તેની જ એક માત્ર રક્ષા કર્તવ્ય છે. તે રક્ષા આત્મભાવે ટકનાર જ કરી શકે છે. દેહના ગુલામોથી તે નહિ થાય.

૧૮૮. અનુભવી પુરુષોંકે તરફસે જો અનુભવ મિલતે હૈં વો સજીવન બીજ હૈં. અવ્યક્તકો વ્યક્ત કરના યહી સાધના હૈ.

૧૮૯. ઉદયાધીન સ્થિતિ જબ સ્વાધીન હોતી હૈ તબ આત્મકલ્યાણકા માર્ગ સરલ હોતા હૈ. ઔર જબ સત્‌પુરુષકા આશ્રય હો જાય, જ્ઞાની ઔર જ્ઞાનકા ધ્યાન હો જાય તબ લક્ષ પર પહોંચા જાતા હૈ. મુનીદશા સાહજિક જીવન હૈ. વસ્ત્રત્યાગ ઔર વસ્ત્રગ્રહણકા જો આગ્રહ હો રહા હૈ યે એકાંતિક રૂપમેં હિતકર નહીં હૈ. ધર્મશાસન હૈ વે પ્રેમશાસન હૈ, ઔર પ્રેમશાસન સફલ હોતા હૈ, હુઆ હૈ.

૧૯૦. ખુદકી ભૂલો નજરમેં રહેતી હૈ તો દૂસરોંકી ભૂલો બરદાસ હો સકતી હૈ. જો અપરાધ માફ કર સકતા હૈ વહી માફી માંગનેકા અધિકારી હૈ. છદ્મસ્થ સ્થિતિમેં ભૂલ હોના સ્વાભાવિક હૈ, જો અપને દોષોંકે પ્રતિ નજર રખખે ઔર સાવધાન રહે વો આધ્યાત્મિક સાધનાકા અધિકારી હૈ.

૧૯૧. 'માનાદિ શત્રુ મહા' ઉસકો હટાના હિ ચાહિયે. સરલતા જીવનમેં અનિવાર્ય હૈ. સમજમેં આનેકે બાદ ભી દોષોંકો છૂપાના યે વક્ર ચાલ હૈ. ભૂલકો કબૂલ કરના હી બડી બાત હૈ. ઔર વો આત્માર્થકા લક્ષણ હૈ.

૧૯૨. ઇચ્છા ક્યોં કરતા હૈ ? જરા અપનો આત્મખજાને કો દેખ. કુચ્છ કમી હૈ ! કિ ઔર ઇચ્છા કરતા

૪૨૩. પ્રતીતિધારા, લક્ષધારા, અનુભૂતિધારા :—

આત્મસ્મરણધારાસે આત્મપ્રતીતિધારા હોતી હૈ. ઔર પ્રતીતિધારાસે લક્ષધારા હોતી હૈ. ઔર લક્ષધારાસે અનુભૂતિધારાકી પ્રતીતિ હોતી હૈ. યે તીનો, સમ્યક્ દર્શન, સમ્યક્ જ્ઞાન ઔર સમ્યક્ ચારિત્રકી પ્રતીતિરૂપમેં હૈ. સંજ્વલન કષાય વાલાકા ત્રીજે ભવે મોક્ષ હોતા હૈ.

૪૨૪. મૈં આત્મા હું યે વિસ્મરણ ન હો. યે ભાવ ખંડિત ન હો. મૈં આત્મા હું ઇતના ખ્યાલમેં રખના, પકડ કરના. ઇતના તો હો સકતા હૈ ને ? ઇસમેં કોઈ મહેનત નહીં હૈ. કેવલ અપનેકો યાદ કરના હૈ ઔર પરકો ભૂલના હૈ—છોડના હૈ. યે આત્મભાવ ઓર યે જડભાવ યે ભેદવિજ્ઞાનકી નોબત બજાયે રખો.

૪૨૫. 'પ્રતિક્ષણ નાશની તરફ જઈ રહ્યું છે તેને કહે છે શરીર.' જે જે આરાધનાના પ્રકારો છે તેનો આધાર છે સત્સંગ, સત્સંગ અને સત્સંગ.

૪૨૬. આત્મભાન સિવાયનાં જપતપક્રિયા આદિ પાયા વિનાનાં મકાનો જેવાં છે. પાત્રતા વિકસાવવા માટે પ્રત્યક્ષ જ્ઞાનીની આજ્ઞા ઉઠાવવી જોઈએ.

૪૨૭. લક્ષ ક્યાથી જમે ! પ્રેમ પડ્યો છે બૈરાં-છોકરામાં. વાડી-બંગલામાં. અસત્‌ના મહિમામાં. પછી ક્યાંથી લક્ષ જમે ? બોલો !

૪૨૮. શબ્દ, રૂપ. રસ ગંધ, સ્પર્શવાળું બધું ઝેર

છે. હળાહળ ઝેર છે. અને તેને જાણનારો અમૃત છે, અમૃતસ્વરૂપ છે. અમૃતસ્વરૂપને ઝેરની જરૂર ખરી ? પોતાના જ્ઞાનામૃતમાં આ મૂઢ જીવ ઝેર નાખે છે. એ બીજાની શું ભલાઈ કરવાનો હતો ?

૪૨૯ વિષય-વિષધ્ર. યે સબ વિષ હૈ. ઔર યે જાનનેવાલા અમૃત હૈ. અમૃત યાને નહિ મરનેવાલા 'આત્મા' અમૃતસ્વરૂપકે મહિમાકા વર્ણન સત્સંગ દ્વારા હી મિલતા હૈ.

૪૩૦. 'કિસી પ્રકારકી મહેનત બિના કુછ ભી પલ્લે નહીં પડતા.' જિસકા મન ચિંતન દ્વારા તત્ત્વજ્ઞાનકો પકડ નહિ પાતા, એકાગ્ર નહીં હોતા, તો મનકો એકાગ્ર કરનેકે લિયે ભક્તિમાર્ગમેં યે 'ધૂન' એક પ્રયોગ હૈ. મહેનતકે બિના કુચ્છ ભી મિલતા નહીં.

૪૩૧. ચાર બંધનોમેં જબ તક બંધા હુઆ હૈ, સાધ્યકી સિદ્ધિમેં બાધા હોતી હૈ. 'જગતમેં સદા સુખી મુનિરાજ.' શાંતિ=નિર્વિકલ્પતા, યાને મનકી હલચલકા મિટ જાના. અશાંતિ=શુભાશુભ કલ્પનાકા ઊઠના. 'સ. દર્શન, સ. જ્ઞાન, સ. ચારિત્ર હી આત્મા હૈ.'

૪૩૨. 'નિસ્તરંગ અવસ્થામેં હી નિર્મલતા હોતી હૈ.' અપને આપકા દર્શન ચૈતન્ય જબ જબ નિર્વિકલ્પ હોતા હૈ તબ તબ હોતા હૈ. ઔર સુખકી ગંગા લહેરાતી હૈ. સમસ્ત ઐશ્વર્યકા પ્રાદુર્ભાવ હી આનંદ હૈ, આનંદ-અંશી હૈ ઔર સુખઅંશ હૈ. બાધા પહોચાને વાલા

હી બાધિત હોતા હૈ. 'મિટ્ટી ઘડા બનતી હૈ ઐસે આત્મા પરમાત્મા હોતા હૈ.'

'મેરે ઘટ જ્ઞાન ભાનુ ભયો ભોર'

૪૩૩. ભાવનિદ્રાસે સદ્‌ગુરુ જગાતે હૈ. ઔર ઘટમેં રોશની પ્રગટ હો જાતી હૈ. અગર ઘટમે અંધેરા રહા તો સો જાયગા. 'પર-વિભાવ પરિણતિકા ત્યાગી હોતા યે વીતરાગકી તાલીમ હૈ.' પુન્યકા પડીકા લે કર જો ઉછલતા હૈ, ઊંચે જાતા હૈ વો જરૂર નીચે આતા હૈ. 'મન વશ નહીં હૈ તબ તક ધર્મ નહિ હો સકતા.'

૪૩૪. નફા કરના હૈ તો ખર્ચ કરના પડેગા. જગતકો ખુશ કરનેકી બહોત મહેનત કીઈ લેકિન ના જગત ખુશ હુઆ, ન હમ! અબ જ્ઞાની ખુશ હુએ ઐસા કરો. તો હમ ભી ખુશ હોગે. 'અંતરંગ માર્ગ એક હૈ.' બહિરંગો પંદર ભેદે સિદ્ધા.

૪૩૫ જ્ઞાની વાણી દ્વારા અનુભવકા દિગ્દર્શન કરતે હૈ. જડ વસ્તુઓકા સંબંધ જડ વસ્તુઓસે હૈ. ચેતનસે નહીં. હમ હમારે ચેતન ભાવોકા માલિક હૈ. જો વિસ્મરણ ન હો યે હૈ સ્મરણ.

૪૩૬ નિમિત્ત સાધન:-જબ તક નિમિત્તાધીન વૃત્તિ હૈ તબ તક અચ્છે નિમિત્તોકો રખના ઔર બૂરે નિમિત્તો કો છોડ દેના 'અનુભૂતિકે લિયે શાંત રસકા પરિણમન હોના જરૂરી હૈ.' 'ૐ શુદ્ધાત્મા' સિર્ફ ઇસમેં

લગાઓ તો નિર્વિકલ્પ હો જાઓગે. ભૂલનેમેં, ઉતારને-મેં ઔર પ્રયોગમેં ગુરુ-ગમસે.

૪૩૭. નિયમ=કાળની ફાંસી જેના વડે નીકળી જાય તેનું નામ નિયમ. પછી કાળ તેનું કામ તો કરશે પણ બાધા નહીં આવે — નહીં પહોંચે.

૪૩૮. 'આરાધનામાં નિષ્ઠા એ સફળતાની કૂંચી છે.' અનુકૂળતાના દાસ થનારા અથવા શાતાના ભિખારી-ઓથી નકશા દોરાય બાકી બિલ્ડિંગ બંધાય નહીં. યાને ચાલવાની ક્રિયા થાય નહીં. એક ફાયદો છે કે એકને પકડ્યો છે એટલે બીજી કોઈ ખાડીમાં પડશે નહીં. બાકી આત્મભાન, પ્રકાશ યાને સ્વાનુભવ થશે નહીં.

'કામ એક આત્માર્થનું, બીજો નહિ મનરોગ'

૪૩૯. નિશ્ચય કરવો કે કરવું જ છે, છૂટવું જ છે અને તેમ જ સાધના કરવી. પરમ કૃપાળુના શરણે અને સ્મરણે કરવું જ છે. 'જેનાથી સ્વરૂપજાગૃતિ રહે તેને જ મંત્ર કહે છે.'

૪૪૦. 'કેવળ નિજ સ્વભાવનું અખંડ વર્તે જ્ઞાન' આ વ્યાખ્યાના સ્મરણે આત્મા સન્મુખ થાય છે. 'જાણવાના સ્વભાવમાં જોવાના સ્વભાવનો સમાવેશ છે.'

૪૪૧. સમકિત થયું ક્યારે ગણાય? આત્માને કેવળજ્ઞાન શું છે તેનું વેદન થાય. 'ચારિત્ર=દેહભાન-રહિત આત્મરમણતા.'

૪૪૨. જે કર્મ સિદ્ધાંતથી ન સમજાય તે અચ્છેરું કહેવાય.=આશ્ચર્ય. 'આશ્ચર્યની પ્રતિમારૂપ અમે! આ અચ્છેરું છે. જેની દૃષ્ટિ આત્મઆશ્ચર્યના રહસ્ય ભણી જશે તે જ કૃપાળુના રહસ્યને સમજી શકશે.

૪૪૩. 'કર્મના ઉદયમાં જીવે સાક્ષીભાવે રહેવું.'

પરિસ્થિતિ જિસસે ઉત્પન્ન હુઈ હૈ વે પરિસ્થિતિસે બલવાન હૈ. અપને આપકો પરિસ્થિતિમેં ક્યું ડૂબાના? સુખદુઃખ યે પરિસ્થિતિ હૈ. ઉસમેં સાક્ષીરૂપ રહેના ચાહિયે. કર્તાભોક્તાપણા માનના નહીં ચાહિયે. કર્મફલકા ત્યાગ કરતે હુએ રહેના. જૈસા મોટરકા ટાયર બસ્ટ હુઆ, મેરા નહીં.

૪૪૪ કર્મફલકે ઉદયમેં જાગ્રત જાગ્રત રહો મૈં સુખી યા દુખી ઐસા મત મનાવ. ઉનકા સંબંધ શરીરસે હૈ, આત્માસે નહીં. જો શાશ્વત પદાર્થ હૈ વો દૂસરેકે આધાર પર નિર્ભર નહિ હૈ. વે સ્વતંત્ર હૈ. આઠે કર્મકા કર્તા વાસ્તવમેં જીવ નહીં હૈ. કલ્પના કે નિમિત્તસે ઐસા લગતા હૈ. અજ્ઞાન દશાકે કારન ભેદકા ભાન નહિ હૈ. 'ભોગને વાલા મેં નહીં। હુ દેખને વાલા મૈં હું'' શત્રુ ઔર મિત્ર વે કલ્પના હૈ. કોઈ કિસિકા શત્રુ નહિ હૈ ઔર મિત્ર ભી નહિ હૈ લેકિન આપ આપકા શત્રુ ઔર આપ આપકા મિત્ર હૈ. કર્મફલત્યાગ ભાવનાકો દૃઢ કરનેકે લિયે યે ફલ પૂજા હૈ 'અભ્યાસ – તે તો ભૂલી જવાય અધ્યાસ – ભુલાય નહીં તે' આત્માની સિદ્ધિ થયે સાધન

ટકતું નથી. વીતરાગની વાત એકાંત હિતરૂપ છે. પરમહંસ – સાતમા ગુણઠાણા વાળા

૪૪૫. 'સંવત ૧૯૪૭: કૃપાળુદેવ પરાભક્તિમાં લીન છે.'

'સંવત ૧૯૪૮: ક્ષાયિક ધારા વસી છે.'

કૃપાળુને મન-મંદિરમા પધરાવો, અને પછી જુઓ કે કેમ સભાળે છે મારો નાથ! સત્સંગે કરી સમજી પછી ભક્ત બનો.

૪૪૬. ભગવાનની સાથે ભક્તોની જે ચેષ્ટા છે તે ભાવાવેશને કોણ સમજી શકે! પરમાત્માપણાનો ભાવાવેશ આપે. 'સરળમાં સરળ માર્ગ ભક્તિનો છે.'

૪૪૭. 'સાકાર રૂપે ભગવાનનુ સ્થાપન તે સત્ય-સુધા છે.'

૪૪૮. હાથનોંધમાંથી વિવાદાસ્પદ વચનામૃતોનો અભ્યાસ કરી મુમુક્ષુએ તૈયારી કરવા જેવી છે. નહિ તો પાછળથી કોઈ જવાબ નહિ આપી શકે.

૪૪૯. કરવાનું કર્યા જ કરીએ છીએ પણ હજુ સુધી આત્મશાતિ મળી નથી. માટે તે દિશામાં કાંઈક ભૂલ છે. કરવા જેવું શું છે? તે ખાસ રહી જાય છે. તું પરાધીનપણે વર્તે છે તેને બદલે અવશ્ય સ્વાધીનપણું કરવા જેવું છે.

૪૫૦. અવ્યાબાધ સુખ=જે બીજાને પીડા આપે

નહીં અને બીજાથી પીડા પામે નહી એવું જે સુખ તે અવ્યાબાધ સુખ. 'પોતે પોતામાંથી ઉત્પન્ન કરેલું હોય તે સ્વરૂપ.'

૪૫૧. 'ભાઈ! આટલું તો તારે અવશ્ય કરવા જેવું છે.' કૃપાળુ.

જીવને શાતા–અશાતાનો ભાવાત્મક સંબંધ છે. બાકી તે ભોગવી શકે નહીં.

વિચાર=વિ–ચાર. વિનય, વિવેક, વિરક્તિ, વિજ્ઞાનઘન.

વિવિષ્ટપદ=સદ્‌ગુરુપદ તે પદની પાસે જનારા અને તેમની આજ્ઞામા રહેનારા જ પરમાત્મપદે આરૂઢ થાય છે.

૪૫૨. 'વ્યક્તિપૂજાથી રાગદ્વેષ થાય છે. પદપૂજાથી રાગદ્વેષ જાય છે.' સદ્‌ગુરુ આશ્રયે પોતાનું જ પદ પ્રાપ્ત થાય છે.

અરિહંતપદ=સદ્‌ગુરુપદ – દેવપદ.

સિદ્ધપદ=કેવળ શુદ્ધાત્મ પદ

આચાર્યપદ, ઉપાધ્યાયપદ=સાધુપદ ત્રણે સદ્‌ગુરુ પદ છે.

૪૫૩. આપણાં આચરણ એવાં છે કે જેમાં મળે છે દુઃખ. અને સદ્‌ગુરુ એવા આચરણમાં છે કે જેઓ પરમ સુખી છે. એ જ આચરણ આપણે શીખવું છે. તે તેમના ચરણ સમીપના નિવાસથી આજ્ઞાધીનપણે વર્તવાથી મળે છે. અંતરની ખોજ નથી. આંખ નથી. 'વિશિષ્ટ પદે લઈ જાય તે વિનય.' વિવેક=સારાનરસાનું ભાન, સ્વપર ભેદ જાણે, મિશ્રણને જુદું વિવેકથી પાડી શકાય છે. અજ-

વાળું થાય ત્યારે જેમ છે તેમ દેખાય છે. જ્ઞાનપ્રકાશ વડે અંધારું દૂર થાય છે. 'સોવત હૈ સો ખોવત હૈ, જાગત હૈ સો પાવત હૈ.' વિરક્તિ = રાગરહિત દશા = વૈરાગ્ય. વિજ્ઞાનઘન=કેવળજ્ઞાન સ્વરૂપ. વિચાર=ચિંતન.

૪૫૪. દૂર બેઠા છતાં ખનન ક્રિયા થાય છે તેને દુખ કહે છે. 'તે સુખી છે કે દુઃખી' કારણોથી જુદો લાગે. પણ દુઃખી છે. સુખસ્વરૂપ સ્થિતિ હોય તો સુખી થવાની ઇચ્છા ઉત્પન્ન થાય ? પણ દુઃખી છે માટે જ સુખી થવા ઇચ્છે છે.

'સુખાભાસ અને દુઃખાભાસ બન્ને ઢોંગી જીવન છે.'

૪૫૫. 'સર્વ સંગ પરિત્યાગ કેમ ? સંગના યોગે આ જીવ પોતાને ભૂલી ગયો છે માટે.'

૪૫૬. સદ્‌ગુરુના ચરણમાં રહેવા માટે ચરણમાં જતાં જે ભાવ હોય તે ભાવ કાયમ રહેવો જોઈએ. દેહભાન છૂટે અને આત્મભાવ ટકે તેવાના શરણે જ જવું અને તેની આજ્ઞાનુસાર આચરણ કરવું તો સુખ મળશે.

'દેશત્યાગી થઈને પણ તે વસ્તુને વીસારીશ નહીં.' કઈ વસ્તુને ? 'સર્વસંગ પરિત્યાગને.'

૪૫૭. કર્મસિદ્ધાંતને ઉત્સર્ગ અને અપવાદ એમ બે રીતે ગૂંથ્યું છે. જે બુદ્ધિગમ્ય ન જ થઈ શકે તે અચ્છેરારૂપ છે. 'પરમ કૃપાળુ દેવની ઘટના જે બની તેને કર્મસિદ્ધાંતના સિદ્ધાંતોથી માપવા જાય તો ક્યાંથી બંધ બેસે ? એ તો અચ્છેરા રૂપ છે.' તેવાં દૃષ્ટાંતો પણ કર્મ-

સિદ્ધાંતમાં વર્ણન છે. અને તે ઘટાવી અત્યંત લાભ લેવો તે જ હિતકર છે. કેમ કે આત્મલાભ તો અવશ્ય મળે તેમ છે. 'બહારનો ઉદય નડે ક્યારે ? — નિમિત્તાધીન વૃત્તિ હોય ત્યારે.' આત્મભાનપૂર્વક હોય તેને નડતો નથી.

૪૫૮. બહોત કઠિન હૈ ઘરમેં રહકે કરના ! હો સકતા હૈ, લેકિન બહોત કઠિન હૈ.

૪૫૯. 'સબસે મહાનમેં મહાન કાર્યકા સરલતાસે સિદ્ધિ કરના હૈ તો સબસે પહેલે શ્રીસદ્દગુરુકે ચરન-શરન મેં જાઓ ઔર આજ્ઞાધીન રહો. અવશ્ય મહાનમેં મહાન કાર્યકી સિદ્ધિ હો જાયગી.' સંપૂર્ણ સુખ ઔર દુઃખકા અભાવ હોતા હૈ — વહ સિદ્ધિ હૈ.

૪૬૦. દુઃખ મિટાનેકી પ્રવૃત્તિ હૈ. લેકિન દુઃખકે કારન મિટાનેકી પ્રવૃત્તિ નહીં હૈ કારણોકા ખ્યાલ તક નહિ હૈ. 'દુઃખકા મુખ્ય કારન હૈ દેહાત્મબુદ્ધિ,' ચંચળતા, પ્રમાદ, કષાય. અગર કિસિને ચંચળતાકો મિટા દિયા તો પ્રમાદ હોતા હૈ. ઔર સંજ્વલન કષાય આતે હૈ, ઔર યોગ ભી. 'જિસકો સમાધિસ્થિતિ રહતી હૈ વે હૈ સર્વ-સંગપરિત્યાગી.'

૪૬૧. ગુપ્તિરૂપ પરિણતિ યે ધોરી માર્ગ હૈ. ઔર સમિતિરૂપ પરિણતિ તો અપવાદમાર્ગ હૈ. 'સ્થિર' સુખ -આસન'' 'ઉત્સર્ગમાર્ગ યાને ધોરી માર્ગ.'

૪૬૨. વર્તમાન ક્ષણકી સુધારસે આયુ સુધરતા હૈ

યાને જીવન સુધરતા હૈ. જૈસા બનાના ચાહતે હૈં ઐસા આચરણ વર્તમાનમેં કરો તો બન સકતા હૈ.

૪૬૩. 'કર્મવહેપારકા ફલ ભોગનેકે લિયે દેહ મિલતા હૈ. ઔર ધર્મવહેપારસે જન્મ-મરણ મિટતા હૈ.' કર્મવહેપાર અગર અચ્છા હો તો ભી યે શરીરરૂપી જેલ તો મિલેગી!

૪૬૪. સુખ આત્મસાપેક્ષ હૈ, ધનસાપેક્ષ નહિ હૈ. કુટુંબસાપેક્ષ નહિ હૈ, શરીરસાપેક્ષ નહિ હૈ સિર્ફ આત્મ-સાપેક્ષ હૈ. પેટ્રોલ-પાનીકા સંબંધ ડ્રાઇવર સાબસે નહિ હૈ, મોટરસે સંબંધ હૈ.

૪૬૫. કર્મવહેપારસે કભી કિસિકો સ્થાયી સુખ મિલા હૈ? ઐસા ન કભી હુઆ હૈ ઔર ન હોગા. ધર્મ-વહેપારસે હી સંપૂર્ણ અવ્યાબાધ સુખ મિલતા હૈ. શરીર મુરદા હૈ. અપરાધ ઇસ લિયે હોતા હૈ કિ જો મૃત્યુસે ભૂલા હુઆ હૈ.

૪૬૬. સાક્ષી બન કર રહેના. જ્ઞાતા-દ્રષ્ટા બન કર. સાક્ષીકો સજા નહિ મિલતી, મિલતી હૈ ગુનેગાર કો. રાગદ્વેષ મિલાનેસે અપરાધી બનતે હૈં.

૪૬૭. તું ત્રિલોકી નાથ છો. છતાં ભિખારીપણું કેમ આવ્યું છે? માટે તું તારી હાલત જો. તું તને જો. 'તે સુખી છે કે દુઃખી તે તપાસી જો' આખું જગત આશાના બંધનમાં બંધાયું છે સુખનું ભાન નથી. શાતા વેદનીને સુખ માની બેઠા છે. શાતા-આશાતા એ બન્ને

દુઃખ જ છે. કેમ કે તે બન્ને આ આત્માને દુઃખ આપે છે. અસલી સુખ, અસલી આનંદ એ આત્મા સિવાય બીજા કોઈ પણ પદાર્થમાં નથી, નથી ને નથી જ. પંચ-વિષયનાં સાધનોને આ જીવ આવશ્યક ગણે છે. પણ બેભાનપણે હોવાથી પોતાના સુખને પામી શકતો નથી.

૪૬૮. સુખની ઇચ્છા જે બધા જીવોની બની બની રહે છે તેનું કારણ તે પોતે જ સુખસ્વરૂપ છે, માટે તેની ઇચ્છા રહ્યા જ કરે છે. સુખ એ પરિચિત વસ્તુ છે. જીવ પોતે જ સુખ-સ્વરૂપ છે. માત્ર જીવ પરાવલંબને તે ભૂલી ગયો છે, અને બીજે ફાફાં મારે છે 'ઇચ્છાની નિવૃત્તિકાળે જે ભાવ છે તે સંતોષભાવ છે' અને જીવ તે વેદે છે. પાંચ ઇન્દ્રિયોના વિષયમાં આ રીતે સુખની ઝલક વેદાય છે પણ તે ટકે નહીં. 'ઇચ્છાની પૂર્તિથી નહીં પણ ઇચ્છાની નિવૃત્તિથી સુખ મળે છે અને તે પોતાનામાંથી જ મળે છે.' સુખી થવાની ભાવના માટે જીવ જે મહેનત કરે છે તે ખોટી છે. પાચ ઇન્દ્રિયોના વિષયની જ મહેનત કરે છે. માટે તે ખોટી છે, મિથ્યા છે. આ જીવ સ્વભાવગત સુખસ્વરૂપ છે. માટે તે સુખ શોધી રહ્યો છે. (પોતે પોતાને જ ભૂલી ગયો આથી બીજી કઈ બેભાનતા !) દેહ અને આત્માનો તાદાત્મ્ય સંબંધ તો છે નહીં. આધાર-આધેય સંબંધ છે.

૪૬૯. આ મૂઢ જીવ માયાની મહેરને ભગવાનની

મહેર કહે છે. 'દેહભાવ રાખીને કદી ધર્મ થતો નથી.' દેહભાવ છોડીને જ ધર્મ થઈ શકે છે. માટે સૌ પહેલાં 'તું તને જાણ !' ક્ષણ ક્ષણ અંતરદાહ બળ્યા જ કરે છે. 'જગતમેં સદા સુખી મુનિરાજ.'

૪૭૦. ભગવાન વીરે તથા પરમ કૃપાળુ દેવે કહ્યું છે કે, જે 'અસાર છે તેમાંથી કોટિ ઉપાયે પણ સાર નીકળવાનો નથી.' આગારધર્મ ઘરમાં રહીને પણ થાય છે. પણ ભાવના તો એ જ હોય કે 'ક્યારે થઈશું બાહ્યાંતર નિર્ગ્રંથ જો.' અત્યાગી દેશત્યાગીપણે પણ આ અપૂર્વ વસ્તુને વીસારીશ નહીં. આ ઉપર તો 'અપૂર્વ અવસરનું' કાવ્ય છે.

૪૭૧. દેહાભિમાનથી કેવળ મોહાધ દશામાં જીવ વર્તે છે. દેહની ચિંતામાં ને ચિંતામાં પોતાનું કરવાની તેને ફુરસદ જ નથી મળવાની. ખરેખર આ દેહની ફિકરથી જ આત્મસાધન થતું નથી. 'દેહાભિમાન બંધન સૌથી મોટું બંધન છે.'

૪૭૨. 'ન ચાલે તો પ્રતિશ્રોતી થા.' પ્રતિશ્રોત= જ્યાંથી પ્રવાહ આવે છે તે. એટલે સાંભળનારના અવાજને સાંભળીને તારું આજનું વર્તન રાખ. અંતરલક્ષે એટલે આત્માના અવાજને સાંભળીને તે કહે તેમ કર. જવાબ મળશે જ. ધૈર્ય રાખવું પડશે. મૂળ ભાણી જો. નજર આત્મા ભણી રાખ. અને એના અવાજને સાંભળીને તું તારું કામ કર.

૪૭૩. જેનો પરિચય છે એવું આ પુદ્દગલ તેને આ જીવ હુંપણે માની રહ્યો છે. આ માન્યતાઓ તદ્દન વિપરિત છે. 'તું તો આત્મસ્વરૂપ છો' — કેવો ? 'સહજાત્મ-સ્વરૂપ.' જડ સત્તાસ્વરૂપ નથી. આ કોણ સમજાવી શકે ? જેણે પોતાનું સ્વરૂપ જાણ્યું છે તે પરમ કૃપાળુ દેવ. પરમ કૃપાળુ પરમ ગુરુ કહે છે કે અમે જેમ કહીએ છીએ તેમ કર. તારી માન્યતા છોડી દે. અને મારામાં વિશ્વાસ રાખી પકડ કર કે 'તું પરમ ગુરુ જેવો જ સહજાત્મસ્વરૂપ છો.' વિશ્વાસે તો વિશ્વતંત્ર ચાલે છે. નાવી, ડ્રાઇવર, પ્લેન, પતિ-પત્ની — એક પણ કાર્ય વિશ્વાસ વગર થતું નથી. છતાં તમે વિશ્વાસ રાખીને સુખી થયા નથી. માટે ભાઈ ! મારા ઉપર વિશ્વાસ રાખીને છ મહિના હું કહું તેમ કર પરમ કૃપાળુ કહે છે કે હું સહજાત્મસ્વરૂપ છું. તું પણ સહજાત્મ-સ્વરૂપ છે. સમકક્ષ છીએ. સમસત્તાસ્વરૂપ છીએ. 'જડધન જડમા જ વપરાય, ચેતનપ્રદેશમાં વપરાય જ નહીં'. અને વાપરે તો ઝેર થઈ જાય. તારા ખજાનાનાં રત્નો તું વાપરે તો સુખી થઈ શકે તેમ છે.' આ વર્તમાને જે અનુભવ વર્તે છે તે જડ મહિમાનો. તેમાં સુખ નથી જ. તું સહજાત્મસ્વરૂપ છો એમ માન.

૪૭૪. 'જગતની લીલા બેઠા બેઠા મફતમા જોઈએ છીએ.' આખી દુનિયા ધૂળમાં જ રમે છે. બાહ્યપ્રવૃત્તિમાં થાકી જવાય છે. શાંતિ મળતી નથી. આત્મપ્રદેશમાં હલ-ચલ થાય છે. 'પરમ કૃપાળુ જેવો સહજાત્મસ્વરૂપ હું આત્મા છું' આ ભાવનાના પુટ આપ્યે જવા. નિર્વિકલ્પ વિશ્વાસે

આ શિક્ષાને છ માસ માટે ગ્રહણ કર અને તાલીમ લે.

૪૭૫. 'સહજાત્મસ્વરૂપ પરમગુરુ' ધારણા, પકડના ઔર પોષણ કરના. 'મૈં સહજાત્મસ્વરૂપ હું', શરીરસ્વરૂપ નહિ હું' ઇસ પ્રકારકી ધારણાસે મૈં ઔર મેરાકી પકડસે છુડાતે હૈ પરમગુરુ.

૪૭૬. અપને આત્માકો જો દેખ સકતે હૈ વો પરમ ગુરુકો ભી દેખ સકતે હૈ. ઔર સિદ્ધ ભગવાનકો.

૪૭૭. 'સર્વ દુઃખ અને સર્વ ક્લેશથી મુક્ત થવાનો ઉપાય માત્ર આત્મજ્ઞાન.' અર્હંતધર્મ–પૂજ્યોને બનાયા હુઆ ધર્મ. નિર્ગ્રંથ ધર્મ.

જૈન ધર્મ તો યે દોનોકે પીછે શરૂ હુઆ હૈ. બુદ્ધકે સમયમે નિર્ગ્રંથ ધર્મ–આર્હંત ધર્મ સે પ્રચલિત થા.

૪૭૮. 'શ્રમણ' યાને ઉદ્યમશીલ, મહેનતુ.–સ્વરૂપ-જાગૃતિ કે લિયે. પરમ કૃપાલુ મરે હુએકો જિન્દા બના દેતે હૈ. યાને શરીરસ્વરૂપ હૈ યહાંસે પલટા કર અવિનાશી આત્મસ્વરૂપ બના દેતે હૈ.

૪૭૯. નિદ્રાકાળે પ્રતીતિ, પ્રવૃત્તિકાળે લક્ષ, નિવૃત્તિ-કાળે અનુભૂતિ–આ સાધુપદ. પાંચેમાં પૂજ્ય કોણ? 'આત્મા.'

૪૮૦. પર-પદ વિપદ હૈ. સ્વ-પદ સંપદ છે. જીવ-માન્યતા બદલવામાં આઝાદ છે. માટે પરમ ગુરુના શરણે માન્યતા બદલ દો! ક્યા? 'મૈં પરમ ગુરુ જૈસા સહજાત્મ-સ્વરૂપ હું.'

૪૮૧. 'પાંચો પરમગુરુ શરીરસ્વરૂપ નહીં હૈ, આત્મસ્વરૂપ હૈ. ઈસી પ્રકાર મૈં ભી સહજાત્મસ્વરૂપ હું' પરમ ગુરુ જૈસા. યહી પરમ કૃપાલુકી મુદ્રામેં ધ્યાન ખડા કર, અવલંબન લે કર રટો.–સહજાત્મસ્વરૂપ પરમગુરુ–

૪૮૨. કરો પ્રતિજ્ઞા કે પરમ કૃપાલુ પર લક્ષ જમા કર 'સહજાત્મસ્વરૂપ પરમ ગુરુ' મંત્રકા અખંડ રટણ કરો, મત ભૂલો. મૈં શરીરસ્વરૂપ હું યે ખ્યાલ છોડ દો–છૂટ જાયગા. ચિંતા મત કરો. કમર કસકે મંડી પડો.

૪૮૩. 'પડવું'–ઘાયલ જેવી સ્થિતિમાં શરણે જવું. તે પોતાને માટે કાંઈ કરી શકે નહિ.' જેને ઘાયલપણું વેદાય છે તેનું વૈદું શ્રીસદ્‌ગુરુ કરી શકે છે. ભાવદૃષ્ટિએ લખાયું છે 'પડવું.' 'ઘાયલપણે જો જીવન વીતે તો તે શિષ્ય થવાને લાયક છે.' 'શિષ્ય=ગ્રહણ કરવાને પાત્ર.' 'વિરહ દશા=ઘાયલપણું.' બધાંય સાધનોનો રાજા વિરહ છે. જેના હ્રુદયમાં વિરહાગ્નિ સળગ્યો નથી તે ઘટ સ્મશાન રૂપ જાણવું. કર્મને બાળવા માટે વિરહાનલ રૂપી ધ્યાન જોઈએ 'મરજીવા માય ડૂબકી મારે તો દેખાય' પણ કિનારે ઊભા ઊભા શું દેખાય?

૪૮૪. અત્યાગી તથા દેશત્યાગી માટે: જિજ્ઞાસા તે વસ્તુની રાખવી'–તત્ત્વજ્ઞાનની. પરોક્ષ રૂપમેં ભી આત્મા કા ભાન નહિ હૈ વો કૈસે કર સકતે હૈ! ઔર કરે તો ભી કયા લાભ હોતા હૈ? સ્વરૂપાનુસંધાનનો લક્ષ રાખીને વ્યવસાય કર.

૪૮૫. માર્ગાનુસારિતા–માર્ગમાં પ્રવેશવા માટે જેની તન્મયતા–તાલાવેલી છે તે માર્ગ ભણી દૃષ્ટિ રાખીને ચાલ્યા કરે. 'દેહની ચિંતા ઘટશે અને તેથી અનંતગણી ચિંતા આત્માની થશે ત્યારે માર્ગાનુસારિતા આવશે.'

૪૮૬. 'અનુત્તર વાસી દેવને એક જ ભવ હોય–મનુષ્ય થઈને—અનુત્તરવાસી થઈને વર્ત.' એકાવતારીની ધારણા તો નક્કી કર. આ ભવે જ મોક્ષ થવાનો છે એવો ભાવ રાખ, અને તેવું વર્તન રાખ. ચેષ્ટાઓ તેવા પ્રકારની અજમાવ તારું વર્તન અનુત્તરવાસી જેવું જોઈએ એટલે તું તે પ્રમાણે વર્ત. વર્તન કરવા જેવું છે. કર!

૪૮૭. 'છેવટનુ સમયે સમયે ચૂકીશ નહિ'–આ ભવ પણ ભવ છે નહિ – લેણદેણ પતાવવું છે. ત્વરાથી લઈ જાઓ લેણું. આ જ ભવ છે. બીજા કરવા નથી. ૩૩ પખવાડિયે એક શ્વાસ ખરચાય. ૩૩ સાગરોપમના આયુષ્યવાળાને અનુત્તરવાસી થઈને વર્તવાની આત્મદૃષ્ટિ થઈ જાય છે.

૪૮૮. 'વો જ્ઞાનીકા દેશ' ચૈતન્યપ્રદેશ. ભાવદૃષ્ટિએ સિદ્ધાલય હૈ ચૈતન્યપ્રદેશ. પ્રદેશ=પરમાણુ જૈસા જો આત્માકા હિસ્સા ઉસે કહેતે હૈ–પ્રદેશ અપના આત્મા અપને આત્મપ્રદેશમેં રહેતા હૈ. સુખકી ખોજમેં અનંત જન્મ ગમાયે. બલ્કે પત્તા પાયા નહિ. સુખ આત્મપ્રદેશમેં હૈ વો સમજના હૈ ઔર અનુભવ કરના હૈ. તબ તક ઉનકો સમાલના આવશ્યક હૈ. લેકિન યે

મૈં હું યે બુદ્ધિસે નહીં. મૈં આત્મા હું ઔર યે શરીર ગાડી હૈ – અલગ હૈ. ઇસી પ્રકારસે દેના. જો ભી ઇચ્છાપૂર્વક પ્રવૃત્તિ કરની પડતી હૈ તો કિતને કમ માત્રામેં અપરાધ હો ઈસી પ્રકાર કરની હોગી. ઉસી પ્રકારસે હમ અપરાધ-પરંપરાસે છૂટે. ઈસ પ્રકાર વિવેકસંપન્ન હો કર ઘરમેં રહે તો ભી આનંદ પા સકતા હૈ.

૪૮૯. જિસકો સત્‌કા સાક્ષાત્કાર હુઆ હો ઈસકે સંગમે રહેના યે હૈ નિમિત્તરૂપ સત્સંગ. જ્યોત સે જ્યોત જગાના.

૪૯૦. જો આપ અપને મેં હી રહેતે હૈં ઐસે વ્યક્તિઓકા સંગ વે સત્સંગ હૈ. ઔર ઐસે સત્સંગ મેં રહના ચાહિયે.

૪૯૧. જ્ઞાની સાદી ભાષામેં પ્રવચન કરતે હૈ. ક્યોંકિ સાધારણ મનુષ્ય ભી સમજે ઐસી ભાવના હૈ. વે પંડિતો કી ભાષામેં ઉપદેશ નહીં કરતે. જ્ઞાનીયો કી ભાષા સાદી સરલ હૈ.

૪૯૨. ઈતને દુકાનદાર હૈ વે સબ અપને માલ કો અચ્છા કહેતે હૈ. લેકિન ગ્રાહક સમજકે જો અચ્છા હૈ વો ખરીદતા હૈ. ઇસી પ્રકાર સબ યે હી બાત કરતે હૈ કિ હમારે પાસ ધર્મ હૈ લેકિન હમ યદિ વિવેકપૂર્વક દિલ ઔર દિમાગ લગા કર જો ચીજ ખરીદના હૈ ઉસે બરાબર અસલી લગે તો ખરીદ કરો સચ્ચાઈ કે સાથ યદિ હમ કરેંગે તો અસલી કો પકડ પાયેંગે.

૪૯૩. અસલી ચીજ હૈ – 'અનંતજ્ઞાનાદિ' ઔર આત્માકા સ્વરૂપ હૈ. યે મિલનેસે સોયા હુઆ મૂઢ જીવ ભ જાગ્રત હો જાતા હૈ.

૪૯૪. તીર્થંકર શૈલીમેં બતાયા હૈ કિ– 'આત્માકા ધર્મ આત્મા મેં હૈ.'

૪૯૫. 'અનુભવસિદ્ધ જિસકી સજીવન વાણી હૈ યે હૈ સજીવનમૂર્તિ,' 'આત્મા આત્મા રૂપમેં હી અનુભવ કરતે હૈં વે હૈ સજીવનમૂર્તિ.' 'પ્રત્યક્ષ મોક્ષ હૈ સત્પુરુષ'. સાધનામેં કોઈ ભી મંત્ર ગુરુગમમિલે ઉસકા નામ હૈ આત્મા. ક્યોં કિ યે મંત્ર આત્મપ્રયોજન રૂપ હૈ.

૪૯૬. જ્યોં જ્યોં સાત્ત્વિક ભાવકા ઉદ્યોત હોતા હૈ, નિંદ નહિ આતી હૈ. ક્યોંકિ યે આત્માકા ગુણ હૈ. ભક્તિ આદિમેં એકાગ્રતા સે નિંદ નહિ આતી હૈ.

૪૯૭. અપને આપકા વ્યક્તિત્વકો મિટા દે, પ્રભુમેં મિલા દે યહિ ભક્ત હો સકતા હૈ. 'ઉપાદાન ઔર નિમિત્ત દોનોંકે સહકારસે કાર્ય સિદ્ધ હો સકતા હૈ.'

૪૯૮. સ્થિરતા સ્થિતિ હોનેમેં મદદગાર હૈ વો હૈ મિત્તરૂપ સુધારસ. ઔર તદ્રૂપ હો જાના, ભગવાન કા રૂપ ઔર અપના સ્વરૂપ કો એકરૂપ અનુભવ કરના યે ઉપાદાન સુધારસ.

૪૯૯. 'કેવળજ્ઞાન નહીં હૈ તો આત્મા ભિ નહી ંઘટ ખોલીને પ્રભુનાં દર્શન કર્યાં છે? ઉપાય જો

દુઃખ મિટાનેકા કરતે હૈ વો ઉપાય ગલત હૈ. 'શ્રી સદ્‌ગુરુ શરન યે મિલાવટ વગરકા જ્ઞાન.' ઉપયોગ કરો તો કાર્યસિદ્ધિ હો સકતી હૈ. ઉસકા ફલ હૈ સુધારસ. ઔર ઉસકા ફલ હૈ–અવ્યાબાધ સમાધિ.

૫૦૦. 'અહં' ભાવથી રહિત નહિ, સ્વધર્મ સંચય નહિ.' અહંભાવ–દેહમાં આત્મબુદ્ધિ. 'અન્યધર્મ=જડધર્મ=પરધર્મ.' રાગદ્વેષ સહિત તે અન્ય ધર્મ છે. 'જ્ઞાનદર્શન-ચારિત્રની જ્યાં જ્યાં ગંગા લહેરાય છે તે સ્વધર્મ છે.'

૫૦૧. દૂર હોતે હુએ ભી આત્મા કો ખોજતે હૈં યે હૈ દુઃખ. પરધર્મ સબ દુઃખરૂપ હૈ. બાહ્ય પદાર્થ જો હૈ સબ દૃષ્ટિ વિષ હૈ. ઔર યે વિષ પ્રયોગસે મૈં આત્મા હું યે યાદ આતા નહીં હૈ. પરધર્મ હૈ – ભયાવહ હૈ. 'હિંસાકો અપનાતે હૈ વો અધર્મ હૈ.'

૫૦૨. 'તીર્થરક્ષા કે લિયે યદિ કિસિકો માર દિયા જાય તો ભી યે ધર્મ હૈ' – ઐસા કહેનેવાલા યદિ જૈન ધર્મી હો તો ભી યે અધર્મ હૈ.

૫૦૩. ભાવતીર્થ હૈ આત્મા. ભાવધર્મ હૈ આત્મા. ભાવગુરુ હૈ આત્મા. ભાવદેવ હૈ આત્મા. જાનને કી ક્રિયા જ્ઞાન રૂપમેં ઔર અજ્ઞાન રૂપમેં ભી યે આત્મા હી કરતા હૈ. સુખદુઃખ યે ભી આરોપીત ભાવ હૈ.

૫૦૪. આત્મા કો જગાનેવાલી શૈલી હૈ તીર્થંકર કી, રાગદ્વેષ કો ભગા દેતી હૈ વે શૈલી. ભગવાન કી મહેર હૈ યહાં જ્ઞાનરોશની હૈ. બાકી માયાકી મહેર હૈ.

૫૦૫. સબ દોષોંકો જાનનેવાલા મૈં આત્મા હું દોષ શરીર સે હોતી હૈ – આત્માસે નહીં. લેકિન ભ્રમવત્ અપના સમજકે મારા મારા ફિરતા હૈ. 'ભેદ વિજ્ઞાનકી નોબત જિનકે હૃદયમેં બજી રહેતી હૈ વે હૈં જૈન.' 'જિનેશ્વરકે છોટે નંદન હૈ પરમ કૃપાલુ.'

૫૦૬. માર્ગાનુસારિતામેં સબસે પહેલે ન્યાયસંપન્ન વૈભવ-દ્રવ્ય. માર્ગાનુસારિતામેં પ્રવેશ નહિ હૈ યે મોક્ષમાર્ગમેં કૈસે પ્રવેશ કર સકતા હૈ? કભી નહિ હોગા. નિમિત્ત રૂપમેં જો કુછ કરના થા કર લિયા. લેકિન ઉપાદાન કે લિયે ભી કુછ કરને યોગ્ય હૈ યા નહીં?

૫૦૭. જાનકારી કા ફલ હૈ અવ્યાબાધ સુખ. યદિ શુભાશુભ કલ્પના કી ઝાલ બની રહી હૈ તબતક જો જાનકારી હૈ – અજ્ઞાન હૈ. અપની જાનકારી યદિ સહી હૈ તો ઉનકા ફલ મિલના ચાહિયે. ઔર નહિ મિલા તો યે જાનકારી સહી નહિ હૈ.

૫૦૮. એક અક્ષર કો ઉથાપે યે અનંત સંસાર બઢાતા હૈ. ઔર અબ તો ચૌદા ભેદકો ઉત્થાપતે હૈં, તો ક્યા હોગા? પંદર ભેદાસિદ્ધમેં ક્યા સિર્ફ ઓઘામુપત્તિ હી એક રહ ગયા? ઉસેહી માનતે હૈં! ઔર બાકીકો છોડ દેતે હૈં! ક્યા હોગા ઇન લોગોંકા! ગચ્છકે લિયે કરતે હૈ, આત્માકે લિયે કુચ્છ કરતે નહી હૈ. પરમાર્થ કો તીન ગચ્છ હૈ: બહિરાત્મ ગચ્છ, અંતરાત્મ ગચ્છ, ઔર પરમાત્મ ગચ્છ. આત્માકા ઉદ્ધાર કરો તો ગચ્છકા ઉદ્ધાર

હોગા. નામ લેતે હૈં ગચ્છ કે ઉદ્ધારકા ઔર રાગદ્વેષમેં આત્માકો ધકેલ દેતે હૈં — ચક્કરમેં ચોર્યાશીકા !

૫૦૯. જો સ્વઅર્થ સિદ્ધ કરતા હૈ વહી પરાર્થી બન સકતા હૈ. જો સ્વયં બીમાર હૈ વો દૂસરોંકો ક્યા સેવા કર સકતા હૈ ? મનકે બીમાર હૈ કોઈ ભી સંપ્રદાય વાલે હૈ સુખી હોના ચાહતે હૈ. ઔર સુખ રાગ-દ્વેષ-અજ્ઞાન કે અભાવમેં હૈ. બંધકે પ્રકાર અનેક હૈ, વૈસા છૂટનેકા પ્રકાર ભી અનેક હૈ. જિસસે છૂટના હૈ ઉસકા ભાન નહિ હૈ. કુછ ભી કરો, કોઈ ભી પદ્ધતિ સે કરો, લેકિન અપને આત્માકો ભૂલ કર મત કરો. ઈસ કી પ્રતીતિ હો ગઈ, ખાતરી હો ગઈ, વો ઈસ ચમડે પર કૈસે નજર કરેગા ? ચમડે પર નજર કરતે હૈં ચમાર. આત્મા આત્મા મેં ઔર શરીર શરીર રૂપમેં દિખાઈ પડના યે હૈ સમકિત. કિસી ભી પદ્ધતિસે ઔર કિસી ભી ધર્મ કી આજ્ઞા રૂપમેં રહે. કરે, લેકિન આત્માકો નજરમેં રખ કર કરેં. 'નટ કી તરહ જાઓ બજારમેં ઔર સેવા કરો નર્સ કી તરહ' ઔર ભાન સતત રખો કે મૈં આત્મા હું, આત્મા હું, રત્નત્રય પરિણામકા સંચય કરો. ઔર રાગદ્વેષકો નિકાલો કોઈ ભી ધર્મમેં હો યે કરો.

૫૧૦. 'યાવત્ કંપન ત્યાવત્ બંધન.' વિષયકષાયને ચાલુ રાખવાનું કામ આ જીવ બંધ રાખતો નથી, કલ્પના કરી કરી આત્માને હણે છે, ખંડન કરે છે. તે દુઃખ છે. દૂરાત ખનતી ઇતિ દુઃખ દૂર હોવા છતાં આત્માને ખોદી નાખે છે.

૫૧૧. 'સત્નો સાક્ષાત્કાર – જડને જડ રૂપે
ચેતનને ચેતન રૂપે જેને જણાય છે તેને સત્નો સાક્ષાત્ક
વર્તે છે. તેવા પુરુષને મળવું તે નિમિત્તરૂપ સત્સંગ
પોતાને પોતામાં ટકાવી રાખવું તે ઉપાદાન સત્સંગ.'

૫૧૨. જેને આ ચામડાનો મોહ છે તેવા ચમારો-ને આત્મજ્ઞાન અઘરું છે. ઝવેરીને સહેલુ છે. મૂળ ઝવેરાત-ને પિછાની લ્યો. બૉક્સ ઉપર નજર ના રાખો. હીરામાં નજર રાખો.

૫૧૩. 'જેને આત્મજ્ઞાન નથી તેવાઓનો સંગ તે અસત્સંગ છે.' તેવા સંગમાં રહેનાર વાડાબંધીનો કેદી બનશે. ખાસ કરીને કુગુરુઓનો સંગ તે અસત્સંગ છે. અને તે સૌથી વધારે નુકસાન કરે છે.

૫૧૪. પોતાના આત્માના અનુસંધાનને ટકાવી રાખ-નારું બળ તે 'સ્વવિચારબળ છે', 'દેહાત્મબુદ્ધિને મારી-ને સ્વરૂપ સ્થિતિમાં કાયમ કરનારા આ પરમકૃપાળુ દેવનાં વચનો છે'

૫૧૫. 'આત્મવિચાર સતત રહે તેને કહે છે સ્વરૂપ-
ગૃતિ.' પણ મોહનિદ્રામાં સૂતો છે તે જાગતો જ નથી
ને લૂંટાઈ જશે બધું ખુવે છે

૫૧૬. આત્મ ભ્રાંતિને લીધે જ આત્મામાં શુભાશુભ
ના થયા કરે છે અને ઊપજ કર્મની થાય છે. તે
અશાતા રૂપે ભોગવ્યા જ કરે છે શાતા=અંતરદાહ.

અશાતા=બાહ્યાંતર-દાહ. આત્મવિચાર વિના આત્મજ્ઞાનનો ઉદય થતો નથી આરંભ અને પરિગ્રહ જેમ જેમ ઓછાં કરીએ તેમ તેમ અસત્‌ પ્રસંગ ટળે. સત્સંગના પ્રભાવથી અસત્સંગ ટળે. ચેતના બહારથી હટી સ્વમા સમાય છે તે કાળે આત્માનુભવ થાય છે. 'દૃષ્ટિ બહાર રાખે તો બંધ છે અને અંતરંગ રાખે તો મોક્ષ છે.

૫૧૭. મુનિ=જેનુ મન મૌન થયુ છે. શુભાશુભ કલ્પના ચૂપ છે—ટાળી છે તે મુનિ છે. જેટલે અંશે સ્વતત્ત્વમા સમજ આવે, અનુભવ થાય, તેટલે અંશે મન મૌન થાય છે.

૫૧૮. 'મન રૂપી મસ્તક મુંડાવ્યું તે મુનિ છે.' સમકિતધારીને જગતનુ ભાન ન હોય પણ આત્માનું ભાન તો હોય જ. તેઓ ભાવનિદ્રાથી મુક્ત હોય છે. જેને આત્મપ્રકાશ વર્તે છે તે આત્માના લક્ષપૂર્વક દ્રવ્યનિદ્રા લે છે ભાવનિદ્રા તો ટળી ગઈ હોય છે, જ્યારથી આત્માનુભૂતિ થાય છે ત્યારથી. પ્રભુચરણે લાગે તે ભક્તિની વાત અને આત્માની શ્રેણીમાં છે તે તત્ત્વની વાત.

૫૧૯. 'કોઈ પણ સમયે લક્ષધારા ખંડિત થાય નહિ તે સર્વ વિરતી.'

૫૨૦. 'સાધુતાનો પ્રાણ અંતરલક્ષ છે.-અખંડ લક્ષધારા.' 'ઓછામાં ઓછી બે ઘડી જેનુ મન મૌન થાય છે તેને આત્મદર્શન થાય છે.' સમકિત છે ત્યાં

મુનિપણું છે. બીજજ્ઞાન થાય સમકિતીને. નિદ્રાકાળે લક્ષ રહેતું હોય તેની પ્રવૃત્તિકાળે પ્રતીતિ કાં ન હોય?

૫૨૧. જેને અખંડધારા સિદ્ધ થાય તેને નિવૃત્તિ-કાળે કેવળસ્વરૂપ સ્થિતિ હોય છે. નાળિયેરના ગોળા જેવી. આત્માની દેહથી ભિન્ન સ્થિતિ હોય છે.

૫૨૨. અપને આપકા ભાન નહિ હૈ વો મોહાધીન હૈ. વ્યવહારમેં હોંશિયાર હો ગયા, પાવરધા હુઆ તો ક્યા હો ગયા? જિસકો ખુદકા ભાન નહિ હૈ વો મોહાધીન હૈ. ‘યે અનાદિય ભ્રાંતિ હૈ.’

૫૨૩. દાનમેં દાતા પ્રાપ્ત કરો તો ભીખ માગના છૂટ યજાગા. અગર માગના હો ભગવાનકો હી માગ લો! નહિ તો પેર પેર કે ભિખારી બને રહોગે. યે ભક્તિ કે માધ્યમસે સંભવ હૈ. ચિત્તવૃત્તિ કા અનુસંધાન ભગવાનમેં કરના હી ભક્તિ હૈ. સીધેસીધા અપને આત્માકા અવલંબન આત્મદર્શન હોયે બિના અસંભવ હૈ.

૫૨૪. કોઈ તેરા નહિ હૈ. તું કિસિકા નહિ હૈ. વાસ્તવમેં અસંગ, અનુત્પન્ન, અવિનાશી હૈ. શરીર સે શરીર ઉત્પન્ન હુઆ. ઔર આરોપ કરતા હૈ કે યે મેરા. યે બેહોશી હૈ યા નહીં? જબ વિવિધ પ્રકાશમેં હમ વિચાર કરેગેં તબ બેહોશી હટ જાયગી ઔર સ્વરૂપ-જાગૃતિ બની બની રહેગી. ‘ગડબડ મિટાનેકા યહિ એક ઉપાય હૈ – સ્વરૂપ-જાગૃતિ.’

૫૨૫. અપની આપકી શક્તિકા આવિર્ભાવ કે બિના સદ્‌ગુરુ કોઈ ઉપાય નહિ કર સકતે. 'આપ અભ્યાસ-બળે કોઈ વિરલા જ પાવે.' મનકી હલચલ મિટાઓ ઔર ચૈતન્યજલમેં ગોતે લગાઓ.

૫૨૬. પરમાત્મસ્વરૂપકે સિવાય સબ આશાઓંકો ખતમ કરો. તબ સ્વરૂપપ્રાપ્તિકા રાસ્તા હાથ આયેગા.

૫૨૭. અપને વિચાર દ્વારા જ્ઞાન-પ્રકાશ કો દેખને કે લિયે મહેનત કરો. જો જો પર-પડછાઈ પડતી હૈ–બાદ કરકે ઉસકો હી દેખને કા પ્રયોગ કરો. યે કેવળજ્ઞાન શ્રેણીકા અભ્યાસક્રમ હૈ. 'સર્વ પ્રકારના અવલંબનરહિત સ્થિતિ કરવી.' આત્માકો ખોજના સુખકો ખોજના હૈ.

૫૨૮. જેમ છે તેમ વસ્તુ સમજમાં આવી જાય પછી ભ્રમ રહે નહીં. શંકાઓ ટળી જાય. 'કેવળ-જ્ઞાનની આરાધના આ કાળે કેવળજ્ઞાન ન થાય એવા ઉપદેશથી ભુલાઈ ગઈ છે.' 'સર્વના જ્ઞાનમાત્રથી આત્માને સુખ-સંવેદન થતું નથી. પણ પોતાના આત્માને જાણવાથી આત્મજ્ઞાનથી સુખ-સંવેદન થાય છે.' 'પરને જોવાથી સુખ નહિ જ મળે' માટે પોતાને જ જુઓ, પોતાને જ જાણો, અને પોતાનામાં જ ઠરો તો સુખ મળશે.

૫૨૯. 'સબકો જાનના હૈ તો ઇસ લિયે કિ સબકો જાન કર આત્માકો પૃથક્ કરના હૈ.' સબકો જાન લિયા ઔર આપકો નહિ જાના વે અજ્ઞાન હૈ.

૫૩૦. 'આત્મસિદ્ધિશાસ્ત્ર'=આત્માને સિદ્ધ પદે બેસાડી દે તે આત્મસિદ્ધિશાસ્ત્ર. તેમાં વિશેષ ભાવો ઊઠવા જોઈએ. આગમોના સાર રૂપે કૃપાળુદેવે મર્મ પ્રકાશ્યું છે. આ કાળે જ કેવળજ્ઞાનની આરાધના થઈ શકે છે. 'આત્માની આરાધના એ જ કેવળજ્ઞાનની આરાધના છે.'

૫૩૧. આત્મવિચારના આધારે આત્મજ્ઞાન પ્રાપ્ત કરીએ ત્યારે સુખ પ્રાપ્ત થાય. ત્યાં સુધી પરમ કૃપાળુનું શરણુ-સ્મરણુ ચાલુ રાખો. જ્ઞાનીઓ અંજનશલાકા કરી આંખ ઉઘાડે છે.

૫૩૨. સામાયિકકાળ તક જ્ઞેયોથી અસંગ સ્થિતિ સધાય તો બે કલાક નિરાવણુપણું તથા એટલી આત્મ-સમાધિ પણ અનુભવમાં આવે છે. આ જ સદ્‌વિચાર દ્વારા બની શકે છે.

૫૩૩. અનાવશ્યક વિચારો આ મૂઢ જીવ કર્યા કરે છે અને કસ્તૂરીમૃગની માફક સુખને શોધવા ફરે છે. જ્યાં છે ત્યાં શોધતો નથી. નજર જતી નથી તેવી જ વાત આપણી છે.

૫૩૪. જે વિચારો પોતાના આત્માના ભલા માટે જ છે, તે જ વિચારો છોડી બેઠા છે! કર્મરૂપી ભેંશ, શાતા-અશાતાનાં બે શિંગડા, તેના જ વિચારો કરે છે. શિંગડાંમાં માથું ભરાવે છે અને દુઃખી થાય છે 'આત્મહિત સિવાયનું જે ચિંતન છે તે દુષ્ટ ચિંતન છે.'

૫૩૫. જેટલું આત્મજ્ઞાન થાય તેટલી આત્મસમાધિ

થાય. માનસિક પીડા સમાઈ જવી તે સમાધિ. મનની પીડા તે આધી, શરીરની પીડા તે વ્યાધિ, બાકી બધી ઉપાધિ.

૫૩૬. આત્મજ્ઞાન જ્યોતિને પ્રગટ કરવી છે, અને તે, તેના સતત વિચાર દ્વારા પ્રગટ થશે. તે માટે સત્સંગમા નિવાસ કરવાથી સદ્ગુરુકૃપાથી તે કલા હાથમાં આવી જાય છે. સત્સંગ વડે સમજણને ઠીક કરીને ઉદય પ્રમાણે વર્તો. આત્મવિચારે જાગ્રત રહો. સુતેલા નહિ રહો.—જાગતા રહો. અંતરભેદ જાગૃતિ થાય એક ક્ષણ તો તેને મોક્ષ વિશેષ દૂર નથી. ગ્રંથિભેદન થવું જોઈએ. 'આત્મપ્રાપ્તિની અખંડધારા—તે—ક્ષાયિક સમકિત.'

૫૩૭. ગુરુ યાને માર્ગદર્શક, જે બીજાની સેવા પર નિર્ભર નથી તે મહાન ગણાય છે. સેવાના આદાનપ્રદાનમા જગતમા મોટી ચોરી થઈ રહી છે. તેનુ પરિણામ છે અશાંતિ સેવાચોર કદી શાંતિ પામી શકે નહીં. આ જીવે સેવા લેવાનુ એટલું બધું ઢંગ અપનાવ્યુ છે કે પાછી ચુકવણી કરી જ નથી. જયા સુધી હાથપગ ચાલે છે ત્યા સુધી બીજાની સેવા ન લેવી, તો શાંતિ રહે છે, શ્રમ પણ સાર્થક, 'સ્વાશ્રય.'

૫૩૮. જેઓ સત્સંગે વસ્તુસ્વાતંત્રને સમજે, અપને આપકો. જિનોને સમજા, સત્સંગ કે આધાર પર, સદ્વિચારકા અવલંબન લેકર સમજા તો સર્વ તંત્ર સ્વતંત્ર

માલૂમ પડેગા. જો શાશ્વત કહેલાતા હૈ ઈનકી સ્વતંત્રતા યાને શાશ્વતતા દૂસરે કે સેવા યાને મદદ પર નિર્ભર નહીં હૈ. ક્યું કિ જિસમેં શાશ્વતતા હૈ ઇસમેં ઈનકો ટિકાનેકા ભી સામર્થ હૈ. 'સિદ્ધભગવાન' કિસિકા ન સંગી હૈ, ન સાથી. અપની રક્ષાકે લિયે અપની આઝાદીમેં મસ્ત હૈ. જ્ઞાનાનંદકા અખૂટ ખજાના પ્રગટ હૈ, પરિતૃપ્ત હૈ. ઔર કિસિકી સેવા આવશ્યક નહિ. ક્યા હમ ઐસે નહિ રહ સકતે? 'સિદ્ધ સમાન સદા પદ મેરો' 'બિલકુલ સામ્ય હૈ આત્મા કા.' ફરક હૈ વ્યક્ત ઔર હમારા અવ્યક્ત.

૫૪૦ શુભાશુભ કચરે કે ઢેરમેં હમારા આત્મ-વૈભવ છુપા હુઆ હૈ. ઇસ કચરે કો હટાયે બિના આત્મ-વૈભવ પ્રગટ નહિ હોતા. અનાદિકાળકા કચરા હટાના તો દૂર રહા ઔર બઢાતે જાતે હૈ. યે બઢતા હૈ શુભાશુભ કલ્પના સે. અપને કો યાદ નહિ રખતે ઔર શરીરમેં નજર હૈ, આત્મબુદ્ધિ હૈ, ઈસ લિયે અહં ઓર મમ બુદ્ધિ હોતી હૈ. ઔર કર્મોંકા ઢેર લગતા હૈ. યે મિટાના હી હોગા.–શ્રીસદ્‌ગુરુ કે શરનમેં જાકર–તો યે કલા હાથ આયેગી. આને પર યે કચરા હટને લગેગા. ઔર આત્મ-વૈભવ નજર આતા હૈ.

૫૪૧. શુભ ભાવનાસે જો હોતા હૈ યે પુન્ય કર્મ, ઔર અશુભ પરિણુતિસે હોતા હૈ યે હૈ પાપકર્મ. ઈસકો હટાયે બિના સ્થાયિ શાંતિ, સ્થાયિ આનંદ હમ

કૈસે ઉપલબ્ધ કર સકગે ? હમકો યાને આત્માકો ગલત માનના, ગલત દેખના યે પ્રથમ દોષ હૈ.

(તારે દોષે તને બંધન છે. સંતની એ પહેલી શિક્ષા છે. તારો દોષ એટલો જ કે પરને પોતાનું માનવું અને પોતે પોતાને ભૂલી જવું) આ પરમ કૃપાળુની નિશાળનો એકડો છે.

૫૪૨. દુઃખકા અનુભવ સભી કો હોતા હૈ. ઔર યે મિટાનેકા પ્રયત્ન ભી ચાલુ હૈ. ફિરભી અબતક યે દુઃખ નહિ મિટા. દિલકા દર્દકી શાંતિ નહિ મિલી. વ્રત-જપ-તપ-સ્વાધ્યાય કરને પરભી દિલકા દર્દ નહિ મિટા. ક્યોંકિ આપકો ભૂલ ગયા હૈ. યહિ તો કારણ હૈ. જિનોને પાયા હૈ ઈસકા કોઈ બાહ્ય ચારિત્ર પર આધાર નહિ હૈ ઈસ લિયે જિનેન્દ્ર દેવને પંદરા ભેદે સિદ્ધ બતાયા હૈ.

૫૪૩. યે શરીરમેં આત્મબુદ્ધિ અંધેરેમેં હુઈ હૈ. યે સદ્‌ગુરુ દ્વારા સમજ કર અંધેરા દૂર કિયા, દૃષ્ટિ આત્મામેં લગી તબ અંધેરા દૂર હોતા હૈ. આત્માનુભવ હોતા હૈ, સ્પષ્ટ દિખાઈ દેતા હૈ વે સમ્યગ્‌દૃષ્ટિ હૈ.' ઘટમેં ઉજાલા સો હે સમ્યગ્‌દૃષ્ટિ.

૫૪૪. સુખ કો ખોજના, ચૈતન્ય કો ખોજના ચાહે આત્મા કો ખોજના એકહી બાત હૈ. ખોજતે તો હૈ. લેકિન ઘરમેં અંધેરા હોનેસે નજર ટીકતી નહિ ઔર વાપસ લૌટતે હૈ.

૫૪૫. 'સદ્‌ગુરુ ભગવાન'– મહાત્મા યાને સદ્‌ગુરુ.

સત્પુરુષ. જિનોને આત્મદર્શન હુઆ હૈ. અગર ઇનકા પ્રસંગ મિલ જાય ઔર ભૂલ સમજાય ઔર ફિર કમર કસકે પ્રયોગ આજ્ઞા મુજબ શરૂ કર દિયા જાય. જિનકે પરિચયસે હમારી આઝાદીકા ભાન હુઆ, દુઃખ મિટાનેકા રાસ્તા બતાયા, ઔર અપને આપમેં સમૃદ્ધ ઔર સંતુષ્ટ હૈ – વો સદ્‌ગુરુ ભગવાન હૈ.

૫૪૬. 'જો કભી પીછેહટ નહિ કરતા વો ભગવાન મહાવીર કે અંતેવાસી હૈ.'

૫૪૭. એક પરમાણુ જબ તક હમારે સામને નહિ રહેતા તબ હમ સ્વદેશ જા સકતે હૈ. તબ તક તો ફાટક હી નહી ખૂલતા! 'સત્પુરુષકે શરણમેં જો હૈ સુખધામમેં હૈ'

૫૪૮. અચિંત્ય ખજાનેકા જો દર્શન કરાતે હૈં, ભાનમે લાતે હૈં વો મહાન ગુરુ હૈ પરમ કૃપાલુ. ઔર જો વે રાસ્તે પર હૈ વો ભી અપના માર્ગદર્શક બન સકતે હૈ, અભિ હમારે સામને માર્ગદર્શક કે રૂપમેં આરૂઢ હૈ ઇસ પદ પર-વે-ગુરુ હૈ. જિસસે હમ પરિચયકા લાભ ઉઠા સકે વો હમારે લિયે ગુરુપદ હૈ. વે સ્વરૂપ જાનકારી સહી રખતે હૈ ઇસલિયે હમે બહુત લાભ હોતા હૈ. ગુરુપદકે પરિચયસે મહાન બન સકતે હૈ. જિસકે ગુરુ-પદસે હમ મહાન બન સકતે હૈ વો હમારે ગુરુ હૈ. અપને આત્મપ્રકાશસે દૂસરેકા આત્માકા પ્રકાશ કરતે હૈં, પ્રકાશિત કરતે હૈ ઈસ લિયે ગુરુ મહાન હૈ. પૂર્ણ નિરાવરણ સ્વરૂપ

જિનોને નજરોસેં દેખા ઔર અપને આપમેં પૂર્ણ હૈ વહી તો હમારે લિયે મહાન ગુરુ હૈ.

૫૪૯. 'શ્રીસદ્ગુરુ દ્વારા જો અભિન્ન માન્યતા થી વો ભૂલ મિટ ગઈ ઔર નિરાવરણસ્વરૂપ પા લિયા–યે પરમ ગુરુકૃપા હૈ.'

૫૫૦. 'આત્મચંદ્ર જો અનાદિકાળસે છીપા હુઆ થા વો જિનોને બતાયા ઔર બીજરૂપ શ્રદ્ધા કરાઈ વે હમારે મહાન ગુરુ હૈ.'

૫૫૧. મહાન ગુરુ સેવા લેતે નહીં હૈ – દેતે હૈ. જો બાકી દેના રહ ગયા હૈ ઔર લેને વાલે સબ લેને આતે હૈં એકસાથ ઔર તુરંત દેણદારી પૂર્ણ કરતે હૈ.

૫૫૨. ભગવાન મહાવીરને સાડા બાર સાલ તક ખુલા ખુલા કે દે દિયા. વહાં તક તો પરમગુરુ રૂપમેં હી રહે. લેકિન જબ બિલકુલ નિરાવરણ હો ગયે, કરજદારી સે મુક્ત હો ગયે. આત્મા પરમાત્મા કો દે દિયે–પરમાત્મા બન ગયે. આત્મભાવમેં હી ડૂબે રહે ઔર જિનેન્દ્ર ભગવાન બન ગયે. (શરીર સંસાર કો દે દિયા).

૫૫૩. ગુરુપદમેં જો ભી આરૂઢ હૈ ઔર જો હમે ભવરોગ મિટાને કે કામમેં લગતે હૈં વો હમારે લિયે મહાન ગુરુ હૈ.

૫૫૪. રોગ મિટાને કે લિયે જૈસે બહોત ડૉક્ટર હૈ લેકિન જો હમારા રોગ મિટાતા હૈ વે હમારે લિયે

હે. ઇસી તરહ જો મહાન ગુરુ હમારા ભવરોગ મિટાનેમેં સમર્થ હૈ ઐસી તસલ્લી હો જાય ઇનકે શરણુમેં સર્વાર્પણ કર દેના ચાહિયે. કર્તૃત્વ અભિમાન ઇનકે હૃદયમેં કભી નહિ હોતા. ક્યોંકિ વો સદ્‌ગુરુ હૈ. હાઈ સ્ટાન્ડર્ડ વાલે શાયદ ન મિલે ઔર કમ સ્ટેઈજ કે મિલે ફિરભી હમારે લિયે કામકે હૈ. ક્યોંકિ માર્ગદર્શક હૈ. – 'મૅટ્રિક વાલા એકડે એક સીખા સકતા હૈ.'

૫૫૫. હમ સંતપ્ત હૈ ઇસ લિયે બોધવર્ષા અનિવાર્ય હૈ. તો યે ચાતુર્માસ કાળમેં મહાત્મા પુરુષ એક જગા સ્થિર હોતે હૈં. ઔર બોધવર્ષા વર્ષાતે હૈ. ઇસ વર્ષાસે હમારા આત્મા શાંત હો જાયગા, લેકિન ઇનકે શરણમેં જાના હોગા. ઔર બહુમાન કે સાથ હૃદયમેં બોધ ધારણ કરના હોગા. તો હમ ભવરોગ મિટા સકતે હૈ. અગર ઇનકી આજ્ઞાઓકા પરિપૂર્ણ પાલન કિયા તો જલ્દી મેં જલ્દી ભવરોગ સે છુટકારા હોગા.

૫૫૬. શ્રીસદ્‌ગુરુ પર નિર્વિકલ્પ વિશ્વાસ હોના ચાહિયે. કસોટી હોતી હૈ ઔર કૃપા ભી હોતી હૈ સદ્‌ગુરુકી, તબ બેડા પાર હોતા હૈ. નિર્વિકલ્પ વિશ્વાસસે હી કામ હોતા હૈ.

૫૫૭. ધનવંતરી વૈદ્ય હૈ સદ્‌ગુરુ અપને આપકો ઇનકે ચરણોંમેં સુપ્રત કરના ચાહિયે.

૫૫૮. સદ્‌ગુરુકે ચરણોમેં આત્મસમર્પણ કરને કા દિન 'ગુરુપૂર્ણિમા'. હમ સોયે હુવે કો જગાવે, ઔર

હમારે આત્મા મેં જો બીજ રૂપા શક્તિ હૈ ઈનકા આવિર્ભાવ કરાવે સો હૈ સદ્‌ગુરુ.

૫૫૯. 'સંતોકો જ્ઞાનકી ઘેરાઇકા પતા લગાને વાલા સંત હો જાતા હૈ.'

૫૬૦. 'પરમાર્થ દૃષ્ટિસે ચેતન ઔર ચેતનાકા સંબંધ તૂટ ગયા હૈ અનાદિકાળસે. ઇસકો સાંધતે હૈ શ્રીસદ્‌ગુરુ'

૫૬૧. આજકલ સાધુલોક જહાં પહોંચે વહાં અલગતા હો ગઈ. કોઈ વિલક્ષણ સત એસે હૈં કિ વે જોડતે હૈં. માર્ગદર્શક કે રૂપમેં એક હી બસ હૈં. ભવરોગ કો મિટાને કે લિયે ભિ એકહી માર્ગદર્શક કો શોધના ચાહિયે. 'બીજો મનમંદિર આવુ નહીં.' હૃદય એક તેમા અનેકને બેસાડતા ગરબડ થઈ જાય. 'સત્સંગ અનેક નો ભલે કરો પણ સમર્પણ તો એક સદ્‌ગુરુ-ભગવાન પરમ કૃપાળુ દેવમાં જ કરો.'

૫૬૨. શરીરમેં જો આત્મબુદ્ધિ હૈ ઉનકો હટાને કે લિયે ઉપદેશ દ્વારા ભેદ-વિજ્ઞાન કી કુછ બતાતે હૈ - 'પરમકૃપાલુ હૈ સદ્‌ગુરુ' નિર્વિકલ્પ વિશ્વાસ સે સદાચરણ-પૂર્વક ગુરુ મહારાજ દ્વારા દિયા હુઆ મંત્રકો નિરંતર રટા કરો. માષતુષ મુનિ અનપઢ થે. લેકિન નિર્વિકલ્પ વિશ્વાસસે કેવળજ્ઞાન પ્રાપ્ત હુઆ.

૫૬૩. દેવ તત્ત્વ પ્રતિ ઇશારા કરતા હૈ ઔર અપની હી પરમાત્મદશા કો બતાતા હૈ વો હૈ સદ્‌ગુરુ.

૫૬૪. 'સદ્‌ગુરુ ઔર સત્પાત્રતા દોનો કા મેલ હો

ગયા તો કામ હો જાતા હૈ.' દર્શન-જ્ઞાન ફાંક વાલા ચીપિયા હૈ. ઉસસે હમને અહં-મમ્ યાને શરીર ભાવકો પકડા હૈ. લેકિન ઈસકો છોડ કે હમ આત્મભાવકો પકડેંગે તબ જ્યોત હોગી પરમાત્માકા અનુસંધાન સે.

૫૬૫. 'કલાકાર કે ચરણમેં એક પત્થર ગિર જાતા હૈ ઔર પત્થર ભગવાન બન જાતા હૈ. તો સદ્‌ગુરુ કે શરણમેં રહેનેવાલા પાર ક્યું ન હોવે ?'

૫૬૬. કલાકાર કી દૃષ્ટિ હૈ છબીમેં. ઔર ઉસે દેખતે મૂર્તિ ઘડતા હૈ. કચરા હટાતા હૈ. મૂર્તિ તો અંદર હૈ, સિર્ફ કચરા હટાતા હૈ.

'ધર્મ યે ચૈતન્ય વિજ્ઞાન કા પ્રયોગ હૈ.'

૫૬૭. જિસકે દ્વારા સત્‌દેવ તત્ત્વ ઔર સત્‌ધર્મ-તત્ત્વ પ્રગટ હોતા હૈ – જો પ્રગટ કરાતા હૈ, વો હૈ સદ્‌ગુરુ. 'બાહિરાત્મ ભાવકો હટાકર અંતર આત્માકા લક્ષ રખકે પરમાત્માકા ધ્યાન કરના યે હૈ વિધિ. કલાકાર છબીકો દેખા કરતા હૈ. ક્યોંકિ ભૂલ ન હો જાય. ઐસે સબ હટાકર જો રહે સો આત્મા. અવ્યાબાધસ્વરૂપ.

જે દ્રષ્ટા છે દૃષ્ટિનો, જે જાણે છે રૂપ,
અબાધ્ય અનુભવ જે રહે, તે છે જીવસ્વરૂપ.

'માતા શીશી દેવે દૂધકી. સુસવારો કામ બેટા ટો-માંકો નહીં.

૫૬૮. આત્મપ્રતીતિધારા અખંડ રહે યે હૈ ક્ષાયિક સમકિત.

દેવ ગુરુ ઉપર જો બળવાન શ્રદ્ધા હૈ વે તો હૈ નિમિત્તરૂપમેં, ઔર અપને આત્માકી જો બળવાન પક્કડ હૈ યે ઉપાદાન રૂપમેં.

૫૬૯. આજકા દિન ન્યોચ્છાવરકા દિન હૈ- ગુરુપૂર્ણિમા.

આજ ગુરુપૂનમકા ઉત્તમ સમય હૈં ઇસ લિયે ગુરુ-ચરણમેં સમર્પણ હો જાતા હૈ.

૫૭૦. 'સદ્ગુરુની આજ્ઞાએ વર્તો', ગુરુની સ્થાપનાકરીને આજ્ઞા પ્રમાણે ચાલવાનું વિધાન આજે પણ ચાલુ છે.

૫૭૧. 'ગુરુપૂનમ ઉત્તમક્ષણે કરું આત્મસમર્પણ-આજ રે,' આપના ચરણે નમી રે.

'જિનેશ્વરની' આજ્ઞા છે ગુરુને ચરણ-શરણે રહેવાની. મહત્તા પદની છે, વ્યક્તિની નહીં.'

'સમજાવ્યું તે પદ નમું, શ્રીસદ્ગુરુ ભગવંત'

૫૭૨. 'સદ્ગુરુને હૃદયમાં પધરાવી ચિત્તવૃત્તિને નમાવવી તેનું નામ છે નમન.'

'નાથ મારો એક તુંહિ જ આજથી. પરમકૃપાળુ ગુરુરાજ રે, આપના ચરણે નમી રે'

પાલન કરે તે પતિ. આધ્યાત્મિક પાલન કરે તે પ્રીતમ—પતિ. જનમમરણનો રોગ જ મટી ગયો છે એવો પતિ મેં કર્યો છે. હે શ્રદ્ધાસખી! 'ઋષભ જિનેશ્વર પ્રીતમ માહરો રે.'

૫૭૩. હ્રદય નયણુ ખોલવાની વિધિ અંજન-શલાકા
છે. સદ્ગુરુ તે કરે છે.

૫૭૪ આત્માકી ક્રિયા ભાવક્રિયા હૈ. બાકી કી
દ્રવ્યક્રિયા હૈ. દ્રવ્યક્રિયા બતાતે હૈ આજકલ. લેકિન ભાવ-
ક્રિયા કૌન બતાતા હૈ? 'નાથના શરણે અનાથ પણ નાથ
થાય છે.' તું મારો નાથ છે. એક અનાથનો નાથ

૫૭૫ 'સાકાર ઉપાસના શ્રેણિમાંથી પસાર થયા બાદ
નિરાકાર શ્રેણિમાં ટકી શકાય છે.' 'સમ્યગ્દર્શનનું પરમ
નિમિત્ત સાકાર ઉપાસના છે.' પુષ્ટ નિમિત્ત છે. સાધકિય
હ્રદયમાં સતીભાવ જોઈએ જે રૂપે આરાધે તે રૂપે માંહેલો
ભગવાન પરિણમે છે, દેખાય છે.

૫૭૬. 'વૃત્તિ એકસા હોય તો સમર્થતા પ્રગટે.
બધી મહિમા એકાગ્રતામાં છે.' પોતાની પ્રભુત્વ શક્તિ તે
રૂપે પ્રગટ થાય છે. આવી શક્તિનો ભંડાર આ આત્મા
છતાં બહાર ભટકિયે એ આશ્ચર્ય! પતિના પરિવાર સાથે
લોકલાજ તજીને વર્તીશ. લોકલાજ તેમાં આડે નહિ
આવે પતિ એક જ. વૃત્તિ તો ત્યા જ. આત્મઉત્થાન ને
માટે લોકલાજ કામની નથી.

૫૭૭. વિચારભેદ બધાના સ્વતંત્ર હોય પણ પ્રીતિ-
દ તો ના હોય, તે ન જ રાખવો. વિચારભેદ છતાં જે
તિભેદ રાખે છે તે પાશવી યાને પશુવૃત્તિ છે. મિત્રા
માં પ્રવેશ કરે છે જે સાધક—તે આખા વિશ્વને પોતાના
મ જેવું ગણે છે. મિત્રા દૃષ્ટિવાળા સાધકથી પ્રીતિભેદ
શકે જ નહિ.'

૫૭૮. સહજાત્મસ્વરૂપ પરમગુરુ જેવો હું છું–એ કેવળ બીજ છે. અંતરમાં વાવવું તો ઊગશે. નહિ તો કોઈ ચુગી જશે. ભવસમુદ્રમાંથી પાર થવાનો પુલ છે ભિખારી હતો શાતા સુખનો પણ સ્વધન બતાવી રંકમાંથી રાજા બનાવ્યો સ્વ સામ્રાજ્યનો ! એટલે દેહમાંથી આત્મબુદ્ધિ હટી ગઈ અને સ્વમાં આત્મબુદ્ધિ થઈ. પોતાના અનંત ઐશ્વર્યનો માલિક બન્યો ! અહો ! અહો ! ઉપકાર એ આપનો, ભૂલું ના કદી મહારાજ રે

આપના ચરણે નમી રે.

૫૭૯. ઉપકાર કયો ? 'મારી ચેતના દૂર ભાગતી હતી તેને સમીપીકરણ કરી. તે ઉપકાર !

'આપ કૃપાથી નિજપદ પામ્યો, સહજાનંદ' સ્વરાજ રે।
આપના ચરણે નમી રે.
ચરણે નમી દેહભાન ત્યાગી રમું આજ્ઞા ધર્મે ગુરુરાજ રે,
આપના ચરણે નમી રે
ગુરુપૂનમ ઉત્તમ દાડે કરું આત્મસમર્પણ આજ રે,
આપના ચરણે નમી રે.

૫૮૦. આત્મા સમર્પણ કરને કે પશ્ચાત્ આત્મા ઔર પરમાત્મા કે અનુસંધાન કા યે મંત્ર હૈ–સહજાત્મસ્વરૂપ પરમગુરુ.'

ૐ શાંતિ.

# 'જન્મભૂમિ 'ડુમરા'માં પ્રથમ દર્શન'

(સંવત ૨૦૧૫, વૈશાખ)
'આંખે દેખ્યો અહેવાલ'
પૂ. લક્ષ્મી બહેન

ૐ

। શ્રી સહજાત્મસ્વરૂપ પરમગુરુભ્યોનમઃ ।

એક એવો અપૂર્વ દિવસ આવ્યો કે જંગમ-તીર્થ જન્મભૂમિમાં પધાર્યા. અંતરના સાજ સહ સઉલ્લાસે સામૈયુ નિહાળ્યું. એ આવે, એ આવે એમ કોઈ તો દૂર દૂર ટોળાં નીકળી ગયાં. કેટલાક તો જગ્યાઓની છત પર, ભીંત પર, તળાવની ઊંચી ઊંચી વિશાળ પાળ પર નિરાંતે બેઠા. કેટલાયના ચહેરા ઉપર અધિરાઈ તરવરતી હતી. કેટલીક બહેનોને થતું કે ગાયભેંસનાં ધણ આવશે, ચોવિહારનાં ટાણાં વહી જશે. હમણાં આવશે, હમણાં આવશે, જરા હજી થોભી જાઓ. પણ યોગીરાજના આવવાનાં એંધાણ ન વર્તાણાં. એટલે નિરાશ થઈ ભારે પગલે માનવમેદની પાછી ફરી. રહ્યાંસહ્યાં ભાઈબહેનો રહ્યાં ત્યાં જ 'રાજરાહી' આવી પહોંચ્યા.

'પૂજ્ય મહારાજ સાહેબ પધાર્યા' એ શબ્દ સાંભળી પાછી વળેલી મેદની પૂ. શ્રી 'ભદ્ર' ભણી દોડી આવી. અહો ! એ અપૂર્વ દર્શનનું દશ્ય ! ! ચારે ઓર આનંદ આનંદ છવાઈ ગયો.

ઉત્સવ રંગ વધામણાં મારા નાથને નામે,
પચ્ચીસ વર્ષે પધારિયા, પ્રભુ કુમરા ગામે.

સૂરે ગુંજી ઊઠ્યા. સવારના પથી ૭ પ્રાર્થનાભક્તિ. એટલી શાંતિ જાણે પૃથ્વીએ પણ પ્રસન્નતાની ચૂંદડી ઓઢી ! હે પ્રભુ ! હે પ્રભુ !–નો આત્મનાદ કરુણા ભાવે વહ્યો અને જાણે અમૃત-વાંસળી વાગી ! અમૃતના ઘૂંટડા એ ગુણિયલ મહાત્માના ગળે ઊતરે તેનો સ્વાદ મને પણ વેદાય. 'અમૃત પીધું અલખ યોગીએ અને તૃપ્તિ વેદી આ આત્માએ.'

વર્ષો પછી મળતાં વયોવૃદ્ધ મુરબ્બીઓને અત્યંત વહાલગર્યો અવાજે બોલાવે. 'મા ! અંઇ કાય આયો ?' અને વડીલોને હર્ષની અશ્રુધારા વહે. જેઓ ગામમાં પધારી-વશ હતા તેઓને ઘેર એ નમ્રતાના અજોડ નમૂના, દયાના પુંજ દર્શન આપવા જતા. ખૂણેખાંચરે પણ કોઈ બાકી નહીં રહ્યું હોય કે જેઓએ એ દિવ્યમૂર્તિના દર્શન ન કર્યાં હોય ગામનો ચોક. બજાર, ગલી, શેરી માનવ-મહેરામણથી ઊભરાતી.

જ્યા એ અલખ યોગી ઊતર્યા હતા ત્યાં બહારના દરવાજાની બન્ને બાજુ ગાડાં, વાહેલ અને ટેકસીઓ હારબંધ ઊભરાતી. દશ વાગ્યે યોગીરાજ ગોચરી લેવા-વાપરવા મકાનની બહાર પધારે તેથી પહેલા બન્ને બાજુએ લાઇનબંધ બાળકો, બહેનો, માતાઓ. મુરબ્બીઓ ઊભાં જ હોય તે હેઠ દેરાસર સુધી. 'રાજદુલારા' દર્શન પામી દેરાસરમાંથી

બહાર આવે અને જેના ઘેર આહાર-પાણી હોય તે ઘર સુધી ફરી લાઇન લાગે. કેટલીય વાર જોયાં હોય છતાં પણ જોતાં ધરાય જ નહીં !

લગભગ સાત કલાક તો સંતની અમીધારા સાંભળવા મળતી. સવાર-સાંજ પ્રાર્થના-ભક્તિ બે બે કલાક. એટલી શાંતિ કે ટાચણી પડે તોયે સંભળાય. બે ટાઇમ પ્રવચન. ધોમ ધખતો તડકો પણ નડતો નહીં. કારણ, શીતળ છાંયો સત-સંત પ્રસારી રાખતા. અમે સાહેલીઓ સંગાથે પ્રથમ હરોળમાં બેસતાં. હું એ વિરલ વિભૂતિને એકધારું જોઈ જ રહેતી. સહેજે આમતેમ ન જોઉં. જોવા જેવા તો જગતમાં આ યોગીવર છે. આંખની પાંપણ હાલે એટલુ ન નીરખવું ન ખમાતું. 'ચામડાની આંખમાં શું જોવાનુ છે !' 'મરચાં આંખમાં નાખો.' ત્યારે કહેવાનું મન થયુ કે, 'હે ચિંતામણિ ! તારી ચામડીની આંખોમાંય ચરમ શરીરી 'રાજ' દેખાય છે. ને મરચાં પડો મારા અહંપણામાં-અજ્ઞાનભાવમાં.' પણ અમે સૌ હસી પડતાં. નારાયણને નીરખતાં શી લાજ! છતાં વિચાર થયો કે આજે સૌથી છેલ્લાં બેસીએ.

અલખ યોગીનાં અવિકારી મનહર નયનો અમને શોધતાં હતાં. અમારા પર નજર પડતાં જ હસી પડ્યાં. એ કરુણા દેવનો મુશ્કરાટ જોતાં મારા 'ભદ્ર' મને બાલ-મુકુંદ લાગ્યા. જાણે ત્યાંથી એક જ કૂદકો મારી એ નાનકડા નટવરને અમારી ગોદમાં સમાવી દઈએ, ઝુલાવીએ, રમાડીએ —જશોદા મૈયા બનીને.

અહો ! એ દયાળુની મુદ્રા કેવી અદ્‌ભુત અલૌકિક ભાસતી. જાણે એકલી નરી નિર્દોષતા. હું એ ગિરિધારી-ને ધારી ધારીને જોતી. થતું કે આવી મુદ્રા તો ક્યારેય ને ક્યાયે નથી જોઈ. 'એકલી વીતરાગતા લહેરાય.' વાણીમાંથી અમૃત પ્રવહે. આત્મભવનમાથી આવતા અવાજમાં જાણે શાશ્વતો સાજ સભર ભર્યો લાગતો.

બાળાશ્રમનાં બાળકો માટે પ્રવચન ગોઠવાયુ હતું. તેમાં પોતાના સ્વાનુભવનો અનુભવ અનુપમ શૈલીથી વહાવ્યો. શીર્ષક હતું–'ભગવાન જેવી વસ્તુ છે ! ' પણ એ ક્યારે અનુભવાય ? દર્શન દે ? પોકાર સાંભળે ? આ આત્મા એકલી અશરણતા, અનાથતા વેદે ત્યારે ભગવાન હાજરાહજૂર થાય. 'કહ્યું કે મેં નદીનાં થોડા પાણી જાણી સામે પાર જવા ઝંપલાવ્યું. જેમ જેમ આગળ વધતો ગયો તેમ તેમ નીરના ઊંડાણમા ઊતરતા જવાયું. ઢીંચણ સમાં પાણી આવ્યા. એથી આગળ વધ્યાં.' કમરબૂડ પાણી ફરી વળ્યાં. પછી છાતી સરસાં પાણી પહોચ્યાં. ને આખરે કંઠ પર્યંત ફરી વળ્યાં ઉપર આભ, નીચે પાણી. ન આગળ વધાય, ન પાછા ફરાય. આવી અસહાય સ્થિતિ થઈ. જાણે હમણાં જ આ દેહ જળમાં શમાઈ જશે, ગરકાવ થઈ જશે. આવી નિરાધાર સ્થિતિમાં આ આત્માએ પર-માત્માને પ્રાર્થના કરી, પોકાર કર્યો :

હે પ્રભુ ! હે પ્રભુ ! શું કહું ? દીનાનાથ દયાળ પ્રભુએ પોકાર સાંભળ્યો. આંખો ખોલી જોયું તો પૂરનાં

નીર ઓસરી ગયાં હતાં. હું જ્યાં ઊભો હતો એ ધ્યાનસ્થ મુદ્રામાં તેની નીચે મોટો પથ્થર ગોઠવાઈ ગયો હતો. અહો! એ શું અજબ વર્ણન હતું કે સાંભળ્યા જ કરીએ ને આસ્વાદ વેદ્યા જ કરીએ. પ્રવચનમાં મુખ્ય સાર રૂપે દૃષ્ટાંતો અનુભવનું પ્રમાણ આપીને આપતા હતા. મોટર અને ડ્રાઇવર, નાળિયેર અને ગોળો, લાલટેન, છાશ-માખણ, બલ્બ અને કંરટ. આવું તો પ્રથમ જ સાંભળવા મળ્યું. એટલે થતું કે કોણ જાણે શું કહે છે? કશી ખબર ન પડતી. પણ એ પુનિત પુરુષ પ્રત્યે પ્રેમ-ભક્તિ ચડતી જ રહેતી. એ પ્રેમ-ભક્તિનાં નીર ક્યારેય ઓસરતાં નહીં.

સીધેસીધું મળાય નહીં, વાત કરી શકાય નહીં. એટલે વચ્ચેની વ્યક્તિ દ્વારા મળવાનો સમય નક્કી થયો. પણ મને આગળથી જાણ ન કરી જેથી પ્રભુના દરબારે અઢાર અભિષેકની ઘૃતની બોલી બોલાવી. ત્યાં વારો આવ્યો ત્યાં આ બાજુથી ઓચિંતું કહેણ આવ્યુ કે ચાલો, પૂ. ગુરુદેવને મળવાનો સમય વહ્યો જાય છે. આ સાંભળી ગાભરી–બહાવરી બની. છતાં બળ કરી એક પૂ. માતાને દેરાસરના ભગવાન સોપ્યા અને હુ સાકારને મળવા ઉમંગ ને આશાભેર આવી મનમાં વિચાર્યું કે હું લખીને આપીશ એ અલખ વાંચશે. તે વાંચી અંતરમાં ઉતારી દઈશ. પણ હાય મારુ કમનસીબ! અમોને આપેલ સમયમાં (વચ્ચે) બે બહેનો બેઠેલાં.

અને વળાવાએ મને પાછી વાળી. અને ગાય દોરાય તેમ હું દોરાણી. એ ધુરંધરનાં દ્વાર છોડતાં એક વાર ફરી જોઈ લેવા જીવ લલચાયો. તો એ નિર્મળ પુરુષનાં કરુણામય નયનો આ અભાગી આત્મા ભણી જોતાં હતાં. દયા-ઝરતી વાણીથી વદ્યા – તમને કાંઈ પૂછવું નથી ! હું ગભરાઈ અને ચુપચાપ બહાર ચાલી ગઈ. આખરી વેળા આવી ત્યારે હું ઘનશ્યામને ભાળી ઘરમા આવી. ત્યાં એ મુક્ત વિહારી ‘ રાજહંસે’ ચિરવિદાય લીધી.

ભૂલાં રે પડયાં રે અમે ભૂલા રે પડયા,
તને ઓળખ્યા વિના અમે ભૂલારે પડયાં.

*

‘ અહો ! અહો ! કચ્છ દેશના ડુમરા ગામની પાવન ભૂમિ કે આવા પુનિત આત્માનું અવતરણ થયું.’ ધન્ય ! ધન્ય ! એ ભૂમિ – આસન – ઘર – ગામ – રત્નકુક્ષી -- જગદંબા જનની અને પવિત્ર પૂ. તાતને – લાખ લાખ વાર વંદન હો !!!’

ડુમરા ગામે જિનમંદિરમાં પ્રતિષ્ઠામહોત્સવ હતો. અનેરો અપૂર્વ અવસર હતો. શ્રી ક્ષમાનંદજી પધાર્યા હતા. વિધિવિધાન ચાલુ હતાં. પણ માનવ-મહેરામણ તો પૂ. શ્રી ગુરુદેવ બિરાજમાન હતા ત્યાં જ ઊમટતો. ધૂતની બોલી પણ કોણ બોલે ! કારણ લગભગ સૌ ભવ્યાત્માઓની વાણી નીકળતી કે પ્રતિષ્ઠા તો ઘણી જોઈ.

અને ફરીયે જોવાનો અવસર મળશે. પણ આવા યોગીને ક્યાં જોશું ? ક્યારે દર્શન કરી અમૃતવાણી ઝીલશું ? એટલે માનવ-મહેરામણ સતની સુવાસ લેવા, ભમરા જેમ ગુંજારવ એટલામાં જ કરતા કે જ્યાં સત્નો સૂર્ય ઊગ્યો હતો, કલ્પતરુની છાયા પ્રસારીતી, ત્યાં લોકો જગની માયા વીસારી ભયનો નિસ્તાર થાય એવા સાકાર ભગવંતની મુદ્રા જોવા ત્યાં જ બેસી રહેતા, કેટલાય હજારોની સંખ્યાની પંગત જમવા બેસે.

એ પુનિત મહાત્માના પગલે એકલું પવિત્ર વાતા-વરણ હતું. ન ઝઘડા, ન વાંધા. આખરે ઘૃતની બોલી પણ અહીં જ બોલાવી. ન દુઃખ, ન ભૂખ, ન આળસ, ન થાક, ન નિદ્રા. પ્રાર્થનાપ્રવચનનો સમય થાય તેથી આગળ જમાવી દઈએ. સાવ નિકટ ને સામે જ. જેથી એ પરમ પ્રકાશની છાયા પડે અને આ આત્મા પવિત્ર બને-પાવન બને.

પ્રવચનના આધારે એક વાર અગમ પંક્તિઓ એ અવધૂતયોગીના આત્મભવનમાંથી અવતરણ થતી વહેવા લાગી. અહો ! અહો ! નર્યું સત્ માધુર્ય ! અહો ! શાશ્વતુ સંગીત. !

પથડો નિહાળુ રે બીજા જિન તણો રે.

આ આત્મગુંજનથી સભા ડોલી ઊઠી કે નહીં તેની મને ખબર નથી પણ આ આત્મા તો ડોલી ઊઠ્યો, લહેરી ઊઠ્યો.

અલખનામરસ ભીનાનું એ ગુંજન--આત્મસૂર-આત્મઅવાજ —આત્માનું સંગીત બરોબર બાર માસ સહજ ભાવે ગુંજતુ જ રહ્યું. નિદ્રામાં, જાગૃતિમાં, સ્વપ્નમા, સંસાર-વ્યવહાર, ફરજ પતાવતા, બહાર જતા-આવતાં, શોક-હર્ષના પ્રસંગો આવ્યે જવું પડે એવા એવા સમયે એ ગુણિયલ મહાત્માની મુદ્રા સામે જ તરવરતી રહેતી, લહેરાતી જ રહેતી. 'પંથડો નિહાળું રે' એ પંક્તિયો ગાયા જ કરતી. કોણ જાણે કોણ ગવરાવતું! એટલો આનંદ થતો કે જાણે અધ્ધર ચાલું છું, ભાવપાંખે ભગવાન ભણી જવા ઊડું છું. નાથકૃપાએ ન્યાલ થયા. પણ એ આનંદ. એની અપૂર્વતા લખી ન લખાય, કથી ન કથાય, વર્ણવી ન જાય છતા એ અપૂર્વ દર્શન વેદન વારે વારે ઉપયોગમાં આવતું અને કોઈ ગુપ્ત તત્ત્વ અંતરમાં પ્રેરણા કરતું કે લખ! જેથી આ લેખિનીએ અલખની આછી રૂપરેખા લખી. સહજસ્વરૂપ તો લખાય નહી.

મારા પૂજ્ય નાનાને ત્યાં ભક્તરત્ન શ્રી હિરાચંદ-ભાઈ વગેરેનો ઉતારો હતો. રોજ સાઠથી એંશી ભાઈ-બહેનો જમતાં હતા. સ્વ. ક્ષમાની મૂર્તિ ગુણિયલ મારા પૂ. બા આખો દિવસ રસોડામાં રહી મહેમાનોની સરભરા, સ્વાગત ન શમાય એટલા હર્ષથી કરતા. પ્રવચન સાંભળવા-નો સમય એમને ન મળતો. હું કહેતી: 'બા! રસોડામાથી બહાર નીકળો.' પણ જેના અંગમા સેવાભક્તિનો રંગ સભર ભર્યો હોય એમનો જવાબ કેવો હોય? 'લક્ષ્મી! મને અહીં પણ આનંદ આવે છે.'

પૂ. નાનાને ત્યાં બે વાર પૂ ગુરુદેવ આહાર માટે પધાર્યા હતા. આહાર કર્યા બાદ અમે પૂ. ગુરુદેવ આગળ ફરિયાદ કરી કે, 'સાહેબ, મારાં બા ધર્મ નથી કરતાં. એમને કંઈક કહો.' પૂ. શ્રી ગુરુદેવ બોલ્યા કે, 'વેજબા સહુથી વધારે ધર્મ કરે છે! સેવા એ ધર્મ છે.' પછી મારાં બાએ કહ્યું કે, 'મેં કેવાં નિકાચીત કર્મો બાંધ્યાં છે? હજી સુખ ન થયું.' પૂ. શ્રી ગુરુદેવ આર્દ્ર હૃદયે બોલ્યા કે, 'વેજબાઈ, ચિંતા ના કરશો. નવપદની રોજ પાંચ માળા એમ છ મહિના ગણજો એટલે બેડો પાર.' આ સાંભળી પૂ. બાને હર્ષાશ્રુ વહ્યાં. જાણે અત્યારે જ બેડો પાર થઇ ગયો! સેવા–તાનમા આવી ગયાં. અને આખરે એ વિરલ વિભૂતિનાં અમૃતવચનો ફળ્યાં. પૂ. બાએ સાવ હળવાશથી 'અરિહંત અરિહંત' જપતાં દેહ છોડ્યો હતો.

ફરીથી એ મસ્ત ફકીર આહાર માટે પધાર્યા; એમને વહોરાવવાનો લાભ લેવા નારણપુર, મંજલ, વંઠી વિ ગામોથી બહેનો આવેલાં. ઠેઠ રવિસથી માંડી દાદરો ને જ્યાં એ રાજદુલારા બિરાજમાન હતા ત્યાં સુધી લાઇન હતી. એક એક દૃશ્ય અદ્ભુત હતું. મારાં પૂ. બા કહે, 'લક્ષ્મી! જ્યારે પ્રભુ મહાવીરનો અભિગ્રહ હતો ને ગોચરી લેવા ફરતા ત્યારે હમણાં છે તેવો જ દેખાવ હશે?' મેં કહ્યું 'હા–બા–એમ જ!'

આહાર–પાણી પતાવી એ પુનિત પુરુષે વિદાય લીધી ત્યારે મારા પૂ. નાનાને કહ્યું: 'મૂળજી બાપા! આ આશિષ

ચો.' પૂ. બાપા તો હર્ષમાં આવી ગયા. બોલી ઊઠ્યા, 'તમને જલ્દી મોક્ષ મળે.' આ સાંભળી મુક્ત વિહારીએ અજબ પ્રસન્નતા વેદી. પણ તરત જ પૂજ્ય મામા કહે કે, 'ડોસા તેં દાટ વાળ્યો.' પૂ. બાપા ગભરાયા કે શી ભૂલ પડી ? તો પૂજ્ય મામા કહે, 'એમને જલ્દી મોક્ષ થશે તો આપણું શું થશે ? તારશે કોણ ?' પૂ. બાપા ભોઠા પડી ગયા. પ. પૂ ગુરુદેવ જ્ઞાનશાળામાં પધાર્યા. વર્ષો બાદ મોક્ષગામી આત્માઓ મળ્યા. આવા નાનેરા-બાળ-મહાત્મન્ બની ગયેલા જોઈ બાળબ્રહ્મચારિણી પૂ. બાઈજી ગદગદ થઈ ગયાં. હર્ષની અશ્રુધારા વહી. બન્ને એક-બીજાને નમી પડ્યાં.

ગામના નાકા પર ધર્મશાળામાં શાંતમૂર્તિ પરમ-પૂજ્ય પદ્મવિજયજી મહારાજ સાહેબ અને પૂજ્ય માણેક-વિજયજી મહારાજ સાહેબ બિરાજમાન હતા. ત્યાં એ પ્રભુત્વધારક લઘુતા દાખવી દર્શનાર્થે ગયા. અહો ! એ દર્શન-મિલન તો અલૌકિક હતું. નમ્રતાના એ અજોડ નમૂના કહે : 'પ્રથમ હું નમું !' અને પ. પૂ. પદ્મવિજયજી મહારાજ સાહેબ કહે : 'પ્રથમ હું નમું !' બરોબર આપ મોટા છો ! !

પ્રવચનમાં કેટલાય દૃષ્ટાંતો આપતા ને લગભગ સ્મૃતિમાં છે. વિનોદ પણ કરાવતા કે આ ટકામૂંડા ને ફ્રેંચ મેકસ ટેક્સ વગેરે છે ! ગારોળી બનાવવાં એ બહેનો-ને મૌનપણું બનાવવા કહ્યું. મને "તત્ત્વજ્ઞાન" એમના હસ્ત

હસ્તે આપ્યું અને તેમાં લખી આપ્યું: 'સહજાત્મસ્વરૂપ પરમગુરુ, આતમભાવના ભાવતાં જીવ લહે કેવળ જ્ઞાન રે.'

રોજ સાંજે જંગલ બાજુ જાય. આ દિશા ભણી ગયા હશે એમ ધારી પાછળ જઈએ પણ ક્યાંય જડે નહિ. આખરે આ કમભાગી આત્માએ ખંતીધરને ખોઈ નાખ્યા. બાર વર્ષનો અંતરાય નહીં, દુષ્કાળ પડચો ને હુ સંસારમા રઝળતી-રખડતી રહી. અંતરાય તૂટચો ત્યારે ફરી મારુ નસીબ ફૂટયું. હવે કયાં શોધું? મારો કોઈ ન રહ્યો. સાવ એકલી બાહુ પસારી બેઠી છું. ફક્ત એક આશ લગાવીને કે મારો પ્રભુ મને ખેંચી લેશે મારી નાવડી તારી લેશે. કારણ આખરી પ્રેમભક્તિના મુક્તા દોરે બંધાણા છીએ. માટે નિશ્ચયે આ આત્મા મુક્ત થશે.

કુમરા ગામથી વિદાય લીધી ત્યારે શોકનું વાતાવરણ ફરી વળ્યું. સેંકડોની સંખ્યા છતા સાવ સુનકાર ભાસ્યો. કારણ રોશની તો એ 'રાજદુલારા'ની હતી. જય હો સદ્ગુરુ દેવડી! હે જ્વલંત જ્યોત! જયા છો ત્યાંથી તત્ત્વને પામીએ એવા તાર ઝણઝણાવજો કે જેથી આત્મા થઈ પરમાત્મા બજીએ અને ભવથી તરીએ. । અસ્તુ ।

| | | | |
|---|---|---|---|
| ૯૬ | ૩૯૫ | સુપ્રર | સુપ્રત |
| ૧૦૫ | ૪૧૬ | — | લક્ષ |
| ૧૦૮ | ૪૪૬ | આપે | આવે |
| ૧૧૨ | ૪૬૫ | મૃત્યુસે | મૃત્યુકો |
| ૧૧૮ | ૪૮૭ | પણુ | વણુ |
| ૧૨૧ | ૫૦૧ | ખોજતે | ખોદતે |
| ૧૨૨ | ૫૦૫ | હોતી હૈ | હોતા હૈ |
| ૧૨૬ | ૫૨૪ | વિવિધ | વિવેક |
| ૧૩૫ | ૫૫૯ | સ તોકો | સ તોકે |